મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાના
બીજા ધોરણના અભ્યાસ ક્રમાનુસાર

# અમદાવાદ શહેરની

# ભૂગોળ

(જિલ્લા તથા નકશા સાથે)

ગુજરાતી બીજા ધોરણના ઉપયોગ માટે

:o:

કર્તા
નાથાલાલ રણછોડલાલ માસ્તર.

પ્રસિદ્ધ કર્તા
જયંતીલાલ નારણલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.



આવૃત્તિ ચોથી સને ૧૯૨૯ પ્રત ૩૦૦૦

કીમત ૦–૪–૦ ચાર આના,

[illegible] શ્રી [illegible]

મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણીખાતાના બીજા
ધોરણના અભ્યાસક્રમાનુસાર.

# અમદાવાદ શહેરની ભૂગોળ.

(જિલ્લા તથા નકશા સાથે)



કર્તા
નાથાલાલ રણછોડલાલ માસ્તર.
અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર
જયંતીલાલ નારણલાલ બુકસેલર.
રીચીરોડ—અમદાવાદ.



આવૃત્તિ ચોથી. સને ૧૯૨૯ પ્રત ૩૦૦૦.

કીંમત ચાર આના.

મહેતાજી ગોવિંદલાલ બાપાલાલ.



જન્મ તિથિ ૧૦-૨-૧૮૬૨    મરણ તિથિ ૨૯-૧૦-૧૯૧૭

# અર્પણુપત્રિકા.

સ્વર્ગસ્થ

માનવંતા મહેતાજી સાહેબ

**ગોવિંદલાલ બાપાલાલ શાહ,**

અમદાવાદ.

આપશ્રીએ પરોપકારી અને દયાળુવૃત્તિથી કેળવણીખાતાની તન, મન, અને ધનથી સેવા બજાવી છે. બાળકો તથા માસ્તરોનાં તનમનને ઉન્નત કરવા પ્રયાસ કર્યો છે.

વળી આપનો નીતિ, સત્ય, અને કર્તવ્યપરનો પ્રેમ જોઇ સર્વેના હૃદયમાં ઉત્તમ છાપ પડે છે.

આપશ્રીના ઊંચા ખાનદાનના એ પવિત્ર ગુણો તરફ આકર્ષાઇ મારા હૃદયમાં ઉછળતી પ્રેમની ઉર્મિઓ સાથે આપની બતાવેલી અમદાવાદ શહેરની જિલ્લા સાથેની ભૂગોળ, આપની સેવામાં માન્ય પૂર્વક અર્પણ કરૂં છું; તે કૃપા કરી સ્વર્ગમાં સ્વીકારશોજી. અને ઇશ્વર આપના આત્માને નિરંતર શાંતિ આપે એવી ઇશ્વર પાસે યાચના કરૂં છું.

અમદાવાદ-ધનાસુતારની પોળમાં સોનીની પોળ. સંવત ૧૯૮૪ ધનતેરસ.

લી. આપનો તાબેદાર
સેવક,
નાથાલાલ રણછોડલાલ માસ્તર.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ભૂગોળ લખવાનો મુખ્ય હેતુ વિદ્યાર્થીઓનો ભૂગોળનો વિષય ગોખણપટ્ટી કર્યા વિના શીખવાનું સાધન કરી આપવાનો છે. ઘરની ભૂગોળ ઘણેભાગે છોકરાંને ગામની અંદર અથવા આસપાસ ફરવા લઇ જઇને શિખવવી. આ મુસાફરીઓની મતલબ એ છે કે છોકરાંને અવલોકન તથા વિચાર કરવાની ટેવ પડે, છોકરાંને બહાર લઇ જતાં પહેલાં જે જે મોટે તથા આડે રસ્તે તેમને જવાનું હોય. તે વિષે તથા તે રસ્તા ઉપર આવેલાં જે મકાનો અથવા બીજી વસ્તુઓ તેમના જાણવામાં હોય તે વિષે શિક્ષકે છોકરાંને વાત કરવી. અને આ વર્ગના છોકરાં સમજી શકે તેવીજ બાબતો બતાવવા માટે પસંદ કરવાની સંભાળ રાખવી.

શહેરના ભોમીઆ તરીકે—ગાઇડ તરીકે પણ ખપ લાગે તેવી છે.

આ પુસ્તકની દશહજાર નકલો ટૂંક મુદતમાં ખપી જવાથી આ ચોથી આવૃત્તિ કાઢવામાં આવી છે. તેમાં અનુભવી શિક્ષક બંધુઓ તરફથી સૂચવ્યા પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે. અને કેળવણી ખાતા તરફથી યોગ્ય ઉત્તેજન મળશે એવી આશા રાખું છું.

અમદાવાદ-ધનાસુતારની પોળમાં સોનીની પોળમાં. સંવત ૧૯૮૪ ધનતેરસ

લી. સેવક,
નાથાલાલ રણછોડદાસ
માસ્તર.

# અમદાવાદ શહેરની
# ☛ ભૂગોળ. ☚

## જમણુ, ડાબુ; આગળ, પાછળ,

**નાથાલાલ**—અનુભાઇ તમે જે હાથે લખો છો તે હાથ ઉંચો કરો જોઇએ ? એ કયો હાથ કહેવાય ?

**અનુભાઇ**—જમણો.

**નાથાલાલ**—ત્યારે બીજો હાથ કેવો કહેવાય ?

**અનુભાઇ**—ડાબો.

**નાથાલાલ**—દરેકના ડાબા તથા જમણા હાથ તરફ કોણ કોણ બેઠું છે તે કહો.

બરાબર, હવે તમારી આગળ (સન્મુખ) કોણ ઉભું છે તે કહો.

**અનુભાઈ**—આપ સાહેબ.

**નાથાલાલ**—તમારી પાછળ શું છે ?

**અનુભાઈ**—બેસવાની પાટલીઓ.

**નાથાલાલ**—પણ તમારા જમણા હાથ તરફ જે છોકરા છે તે મારા ડાબા હાથ તરફ આવે છે, અને તમારા ડાબા હાથ તરફ છે તે મારા જમણા હાથ તરફ આવે છે, તેનું કારણ શું ?

**અનુભાઈ**—આપ અમારા સામા ઉભા છો તેથી એમ થાય છે. જો આપ અમારી સાથે હારમાં ઉભા રહો તો એમ ન થાય.

**નાથાલાલ**—ત્યારે આપણે સામ સામા ઉભા છીએ તેથી તમારી જમણી બાજુ એ મારી ડાબી બાજુ થાય છે, અને તમારી ડાબી બાજુ એ મારી જમણી બાજુ થાય છે, અને તમારી ડાબી બાજુ એ મારી જમણી બાજુ થાય છે; એટલે કે ડાબું જમણું એતો આપણે જેમ ફરીએ તેમ એ પણ ફરે છે. મોં ફેરવીને ઉભા રહીએ તો આગળ હોય તે પાછળ જતું રહે છે, અને પાછળનું આગળ આવે છે.

આપણે અહીંથી બીજે ગામ જવું છે; હવે આપણને કોઇ કહે કે એ ગામ અહીંથી જમણા હાથ તરફ છે, તો આપણે કઇ તરફ ચાલીએ? વળી માર્ગે જતાં બે રસ્તા જુદા પડતા હોય તો પછી આપણે બેમાંથી કયે રસ્તે જવું? માટે એક વસ્તુ બીજી વસ્તુની કઇ બાજુએ પડી છે. અથવા તો એક ગામ બીજા ગામથી કઇ બાજુએ છે. તે ચોકસ કહી શકાય, તેટલા માટે દિશાઓ જાણવાની જરૂર છે.

## ☛ દિશાઓ. ☚

**નાથાલાલ**—આપણી નિશાળ આથમણાબારની છે; મારૂં ઘર ઉગમણાબારનું છે; તમારૂં ઘર ઉત્તરાદાબારનું છે;

તેનું ઘર દક્ષિણદાબારનું છે એમ આપણે કહીએ છીએ એટલે શું?

અનુભાઈ—ઘરની ડેલી અથવા બારણું ઉગમણેકોર હોય તો એ ઘર ઉગમણુબારનું કહેવાય; અને આથમણીકોર હોય તો ઘર આથમણુબારનું કહેવાય.

નાથાલાલ—પણ એ ઉગમણુબારનું છે કે આથમણુબારનું એની શી રીતે ખબર પડે?

અનુભાઇ—કોઇને પુછી જોવાથી. અમારી મેળે તો અમને ખબર પડે નહિ.

નાથાલાલ—આજે એ હું તમને સમજાવું છું. એટલે હવે કાંઇ પૂછવું નહિ પડે. સૂરજ કઇ તરફ ઉગે છે, એટલું તો તમે સૌ જાણતા હશો, એ તરફ મોં કરીને ઉભા રહો, બસ-જે તરફ સૂરજ ઉગે છે તે બાજુને ઉગમણી કે પૂર્વ દિશા કહે છે પૂર્વ દિશાની સામેની બાજુ, એટલે જે તરફ સૂરજ આથમે છે તે બાજુને આથમણી કે પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફ આવે તે દક્ષિણ દિશા; અને ડાબા હાથ તરફ આવે તે ઉત્તર દિશા. હવે ચારે દિશાનાં નામ બોલી જાઓ?

અનુભાઇ—પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ.

## નકશાની દિશાની સમજ.




**નાથાલાલ**—સામી દીવાલ ઉપર ટાંગેલો છે તે શું કહેવાય?

**અનુભાઇ**—નકશો.

**નાથાલાલ**—નકશા ઉપરની દિશાઓ શી રીતે ઓળખવી તે હું તમને શીખવું છું. નકશાને મથાળે હોય તે ઉત્તર; નીચેની બાજુને દક્ષિણ દિશા કહે છે. જોનારના જમણા હાથ તરફની બાજુને પૂર્વ દિશા કહે છે. અને ડાબા હાથ તરફની બાજુને પશ્ચિમ દિશા કહે છે.

### ચાર ખુણાઓ.

ખુણાઓ ચાર છે, અગ્નિ, નૈઋર્ત્ય, વાયવ્ય, ઇશાન, પૂર્વ અને દક્ષિણ વચ્ચેનો અગ્નિ ખુણો કહે છે.

દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો નૈઋંત્ય ખુણો કહે છે.
પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનો વાયવ્ય ખુણો કહે છે.
ઉત્તર અને પૂર્વ વચ્ચેનો ઇશાન ખુણો કહે છે.

ચાર દિશાઓ અને ચાર ખુણાઓ મળીને આઠ દિશાઓ થાય છે. તેમાં ઉપર આકાશની અને નીચે પાતાળની દિશાઓ મળીને કુલ દશ દિશાઓ થાય છે.

---

## વ્યાખ્યાઓ.

**પૃથ્વી ઉપર જમીન અને પાણી એ બે છે. જમીન નક્કર અને જડ છે. પાણી પ્રવાહી છે.**

**ઘર**—ઓરડો, પરસાળ, ઓસરી, ચોક, ખડકી અને મેડો એ બધું મળીને ઘર કહેવાય છે.

**ખડકી**—દશ પંદર કે તેથી વધારે કે ઓછાં ઘરો સાથે સાથે બાંધેલાં હોય તેને ખડકી, ફળીઉં, વાસ કહે છે.

**પોળ**—ખડકી અને તે કરતાં વધારે ઘરો એક જથે બાંધેલાં હોય તેને પોળ કે શેરી કહે છે.

**ગામ**—જે ઠેકાણે થોડાં ઘરો ને થોડા માણસની વસ્તી હોય તે ઠેકાણાને ગામ કે ગામડું કહે છે.

**પરાં**—ગામની નજીકમાં થોડે છેટે ગામ કે શહેરની પાડોશમાં પાછળથી વધેલા ભાગને પરાં કહે છે.

**કસ્બો**—જે ઠેકાણે ગામડાથી વધારે ઘરોને વસ્તી વધારે હોય તેને કસ્બો કહે છે.

**શહેર**—જેમાં હારબંધને છોબંધ ઘણાં ઘરો તથા મોટાં મોટાં બજારો આવેલાં હોય ને વેપાર સારો ચાલતો હોય તેને શહેર કહે છે. એવું અમદાવાદ શહેર છે.

**કિલ્લો કે કોટ**—શહેરના બચાવ માટે બાંધેલી જાડી, પહોળી ઉંચી, પાકી બાંધેલી ભીંત તેને કોટ કે કિલ્લો કહે છે.

**દરવાજા**—શહેરમાં આવવા જવા માટે કોટમાં મોટાં બારણાંને દરવાજા કહે છે.

**ગેટ**—પોલીસ ચોકી કે પોલીસ થાણું.

**સડક**—પત્થર કે મેટલથી બાંધેલો પાકો રસ્તો.

**રેલવે**—લોઢાના પાટા પાથરી બાંધેલો રસ્તો, આ પાટા ઉપર આગગાડી ચાલે છે.

**રેલવે સ્ટેશન**—આગગાડી ઉભી રાખવાનું ચોક્કસ ઠેકાણું, આગગાડી મારફતે ઉતારૂઓને માલ ચઢતો ઉતરતો હોય તે સ્થળ.

**જંકશન**—જયાં આગગાડીના જુદા જુદા ઠેકાણે જવાના રસ્તા મળે છે તે સ્થળ. અમદાવાદ જંકશન સ્ટેશન છે.

**તાલુકો**—ઘણાં ઘર અને કૂળીઆં મળીને જેમ ગામ બને છે, તેમ ઘણાં નાનાં મોટાં ગામો એક જથે મળીને પરગણું કે તાલુકો થાય છે. ઉત્તરદસક્રોઇ એ તાલુકો કહેવાય.

જિલ્લો—ઘણા તાલુકા મળીને થએલા ભાગને જિલ્લો કહે છે.

મહાલ—તાલુકાના પેટા ભાગને ખાલસામાં મહાલ કહે છે.

રાજધાની—જે ગામ કે શહેરમાં રાજા કે રાજાનો મુખ્ય અધિકારી રહે છે તે શહેરને રાજધાની કહે. અમદાવાદ એ અસલથી ગુજરાતની રાજધાની છે.

## પાણીના ભાગો.

ઝરો કે ઝરણુ—ઉંચા ટેકરા કે નાના નાના ડુંગરોમાંથી પાણી ઝમી ઝમીને જે પ્રવાહ ચાલે છે તેને ઝરો કે ઝરણુ કહે છે.

વહેળો—વરસાદના પાણીનો પ્રવાહ થોડા ગાઉ સુધી જતો હોય તેને વહેળો કહે છે.

નદી—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી સમુદ્રને મળે છે તેને નદી કહે છે.

તળાવ—જમીનથી વીંટળાએલા પાણીના નાના ભાગને તળાવ અને મોટા તળાવને સરોવર કહે છે.

મૂળ—જે જગાએથી નદી નીકળે છે તેને નદીનું મૂળ કહે છે.

મુખ—જે જગાએ નદી સમુદ્રને મળે છે તેને નદીનું મુખ કહે છે.

સંગમ—એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે છે તે ઠેકાણાને સંગમ કહે છે.

**બેટ કે ટાપુ**—ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને બેટ કે ટાપુ કહે છે.

**નહેર**—ખેતીવાડીના ઉપયોગ સારૂ ખેતીરોમાં પાણી પુરૂં પાડવા માટે નદીમાંથી જે ફાંટા (વહેળા) કાઢવામાં આવેલા હોય છે તેને નહેર કહે છે.

**દરિયો**—પૃથ્વી ઉપરના ખારા પાણીના મોટા ભાગને સમુદ્ર કે દરિયો કહે છે.

**નદીના કિનારા**—નદીના મુખ તરફ મોં રાખી ઉભા રહીએ તો ડાબી બાજુએ જે કિનારો આવે છે તે ડાબો કિનારો; અને જમણી બાજુએ જે કિનારો હોય તે જમણો કિનારો કહેવાય છે.

## અમલદારો.

**હવાલદાર**—ગામડાના સિપાઇને હવાલદાર કહે છે.

**જમાદાર**—ચાર પાંચ ગેટના ઉપરીને જમાદાર કહે છે.

**ફોજદાર**—તાલુકાની પોલીસના મુખ્ય અમલદારને ફોજદાર કહે છે.

**પોસ્ટ માસ્તર**—પોસ્ટ ઓફિસના મુખ્ય ઉપરીને પોસ્ટ માસ્તર કહે છે.

**તાર માસ્તર**—તાર ઓફિસના મુખ્ય ઉપરીને તાર માસ્તર કહે છે.

**સ્ટેશન માસ્તર**—સ્ટેશનના ઉપરીને સ્ટેશન માસ્તર કહે છે.

**સિવિલ સર્જન**—જિલ્લાના દવાખાનાના મુખ્ય ઉપરીને સિવિલસર્જન કહે છે.

**પ્રેસિડંટ**—મ્યુનિસિપાલિટિના રૈયત તરફના બીન પગારદાર મુખ્ય અધિકારીને પ્રેસિડંટ કહે છે.

**ચીફ ઓફિસર**—મ્યુનિસિપાલિટિના નીમેલા મુખ્ય અમલદારને ચીફ ઓફિસર કહે છે.

**મુખી**—ગામના ઉપરીને મુખી કહે છે.

**તલાટી**—ગામની વસુલાત ઉઘરાવનારને તલાટી કહે છે.

**મામલતદાર**—તાલુકાના ઉપરીને મામલતદાર કહે છે. તાલુકાના બધા ગામ ઉપર તજવીજ રાખે છે લોકોની ફરિયાદો સાંભળી ફેંસલો કરે છે.

**કલેકટર**—જિલ્લાના ઉપરીને કલેકટર સાહેબ કહે છે.

**કમિશ્નર**—પ્રાંતના ઉપરીને કમિશ્નર સાહેબ કહે છે.

**ગવર્નર**—ઈલાકાના મુખ્ય ઉપરી અધિકારી તે ગવર્નર સાહેબ કહેવાય છે.

---

# ☛ અમદાવાદ શહેરની ભૂગોળ. ☚

**અમદાવાદ શહેર**—સુલતાન અહુમદશાહે શુમારે પાંચસો વર્ષ પહેલાં વસાવ્યું હતું, અને તેનું નામ પોતાના નામપરથી અહુમદાબાદ રાખ્યું હતું. હાલમાં તે અમદાવાદ કહેવાય છે.

મુસલમાન ઇતિહાસકારો લખે છે, કે સુલતાને પોતાના ગુરૂ શેખઅહુમદખટાઉની મદદથી નવીન રાજધાની વસાવવા માટે અલ્લાની મદદ માગી હતી; અને ફરિસ્તા (દેવદૂત) તરફથી તેને એવી સલાહ મળી હતી; કે જેઓ કોઈવાર પણ પોતાની નમાજ ચૂકયા ન હોય, એવા ચાર અહુમદ નામના પવિત્ર પુરૂષો તને મળી આવે તોજ તારૂ વસાવેલું નવીન નગર અવિચલ થઇ શકે તેમ છે. એથી સમસ્ત રાજ્યમાં તપાસ કરતાં અહુમદ નામના બે સાધુપુરૂષો તો મળી આવ્યા, ત્રીજો શેખઅહુમદ અને ચોથો સુલતાન અહુમદશાહ પોતે હતો. આવી રીતે ચાર, પવિત્ર પુરૂષોની સલાહથી સાબરમતી નદીને કાઠે ઇ. સ. ૧૪૧૨માં અહુમદાવાદ શહેર વસાવેલું છે. અહીં તેણે રાજધાની કરી. હાલ તે અમદાવાદ એ નામે જાણીતું છે

**સીમા**—ઉત્તરે માધવપરૂ અને કાંપ, દક્ષિણે કાંકરીયું તથા ચંડોળા તળાવ, પશ્ચિમે સાબરમતી નદી, વાડજ, કોચરબ, અને પૂર્વ રેલવે સ્ટેશન, સરસપુર અને ગોમતીપુર વગેરે છે.


અમદાવાદ શહેર અને
પરાંનો નકશો.


અમદાવાદ શહેર અને
પરાંનો નકશો.

**ક્ષેત્રફળ**—અમદાવાદ શહેરનું ક્ષેત્રફળ ૧૫૨૧ એકર ૭ ગુંઠા, સરસપુરનું ૪૯ એકર ૧૮ ગુંઠા અને પરાંનું ૩૯૨૯ એકર કુલ. ૫૫૦૪ એકર ૨૫ ગુંઠા છે. તેનું ક્ષેત્રફળ ૮-૭ ચોરસમાઇલ છે, અને વસ્તી ૨૭૦૯૧૪ માણસની છે.

**કોટ**—શહેરની આસપાસ મોટો જાડો માટીનો કોટ છે. તેનો એકંદર ઘેરાવો સાડાપાંચ માઈલ છે, ઉંચાઇ ૧૨ ગજ અને જાડાઇ ચારથી પાંચ ફુટ છે.

**દરવાજા**—કોટને હાલ અઢાર દરવાજા છે એમાં પંદર મોટા અને ત્રણ નાના છે પંદરમાં બે બંધ છે અને બે નવા પાડેલા છે. પાંચકુવા અથવા નવો દરવાજો અને પ્રેમાભાઇ અથવા પ્રેમદરવાજો રેલવે થયા પછી સગવડ ખાતર પાડયા છે.

**પૂર્વમાં**—કાળુપુર, પ્રેમ, પાંચકુવા, સારંગપુર, એ ચાર દરવાજા છે. પાંચકુવાનો ત્રણ દ્વારનો છે.

**પશ્ચિમમાં**—ખાનજહાન, રાયખડ, ગણેશ બારી, ખાનપુર એ ચાર દરવાજા છે. કોટ બાંધવાનો આરંભ ગણેશબારીના દરવાજાથી થયો હતો.

**ઉત્તરમાં**—શાહપુર, દિલ્હી, કે ઇડરીઓ, દરીઆપુર એ ત્રણ દરવાજા આવેલા છે. દિલ્હીને ઇડરીઓ કહે છે, કેમકે તે દરવાજેથી ઇડર અને ત્યાંથી આગળ દિલ્હી તરફ જવાતું હતું. દિલ્હી દરવાજાને ત્રણ દ્વાર છે.

**દક્ષિણમાં**—રાયપુર, આસ્ટોડિઆ, જમાલપુર એ ત્રણ દરવાજા છે.

**બારીઓ**—હરેક કોટમાં જવા આવવાને માટે બારીઓ મુકેલી છે.

આ સિવાય આસ્ટોડિઆ અને જમાલપુર વચ્ચે મહુધા અને શાહપુર અને ઇદરીઆની વચ્ચે હલીમનો એ બે દરવાજા છે. તે પુરી દઇ બંધ કરેલા છે. કહે છે કે જો આ બે દરવાજા ઉઘડે તો શહેરમાં મારામારી અને કાપા કાપી ચાલે.

## માણેકચોક નામ પાડવાનું કારણ.

અમદાવાદ શહેર વસાવવાની અહમદશાહની મરજી થઈ તે વેળાએ અત્યારે જ્યાં માણેકચોક છે. ત્યાં સાબરમતી નદીનો પ્રવાહ ચાલતો હોવાથી નદીના કાંઠા પર માણેકનાથ ગોદડીયો નામે એક બાવો પોતાની બાંધેલી ઝુંપડીમાં રહેતો હતો. એવી દંતકથા ચાલે છે કે સુલતાન અહમદશાહ જયારે કોટ ચણાવતો હતો. તે દિવસે જેટલો કોટ ચણાય તેટલો રાતે પડી જતો અને કામ આગળ ચાલતું નહિ. ગોદડીયા બાવા પાસે કંઈ ગુપ્ત વિદ્યા હતી તે વડે દરરોજ દિવસે તે એક ગોદડી શીવે અને રાતે તેના દોરા ખેંચી નાંખે એટલે દહાડે ચણાયેલું સઘળું પડી જાય. આમ કેટલા દિવસ ચાલ્યું. તે ઉપરથી તપાસ કરતાં અહમદશાહને તેનું કારણ સમજાયું; અને તેથી તે બાવાજીની પાસે ગયો. અને કહ્યું, કે મહારાજ જો આપની કોટ ચણવા દેવાની ઇચ્છા ન હોય, તો હું નહિ ચણાવું; આપ ઈલમી છો તો કંઇ કરામત કરી બતાવો, માણેકનાથે સુલતાનને કંઇ કરામત કરી બતાવી. આથી માણેકનાથ

ઝારીમાં ઉપરથી પેસી નાળચાવાટે બહાર નીકળવાનો ઇલમ કરી બતાવવા ઝારીમાં પેઠો એટલે સુલતાને નાળચું બંધ કરી દીધું. આથી બહાર નીકળાયું નહિ. માણેકનાથ ગભરાયો, સુલતાને કહ્યું કે હવે હાથમાં આવેલા કેમ જવા દઉ? માણેકનાથે કોટ બાંધવામાં હરકત નહિ કરવાનું વચન આપ્યું, અહમદશાહે પણ તેની નામના ખાતર કોટના પહેલા બુરજનું નામ માણેકબુરજ તથા શહેરના મુખ્ય બજારનું નામ માણેકચોક રાખ્યું એમ કહેવાય છે. કોટમાં પ્રથમ ગણેશબારીનો દરવાજો, અને માણેકચોકમાં આવેલી મહુરત પોળ બંધાયા છે.

**માણેકચોક**—માણેકનાથની મઢીની આસપાસની જગા શહેરનો મધ્યભાગ માણેકચોક એ નામે પ્રસિદ્ધ છે. તેમજ મઢીની આસપાસ સોનારૂપાનો મોટો વેપાર ચાલે છે. અને ચોકસીઓને સરાફોની દુકાનો છે. વચ્ચે ખુલ્લું ચોગાન છે, તે તિલક મેદાન નામે ઓળખાય છે. તે ચોગાનમાં હાલમાં મ્યુનિસિપાલિટીએ સાંકળો નાંખીને નંબરો પાડીને દરેક નંબર ભાડે આપે છે. તે ભાગમાં ભાડાવાળા બેસે છે. માણેકચોકમાં દરરોજ સાંજરે ગુજરી ભરાય છે. ગુજરીમાં દરેક ચીજો સાંજના ત્યાં લેવા સારૂ આવે છે. ને દરેક ચીજ ત્યાં આગળ મળે છે. એમ કહે છે કે પહેલાં માણેકચોક આગળ સાબરમતી નદી વહેતી હતી, પાસે શ્મશાન હતું, ત્યાં હાલ પણ મશાણીઆ હનુમાન છે. તેની પાસે ઝવેરીનો ચોળો છે, તેમાં ઝવેરી લોકો બેસે છે. તેની પાછળ કંસારાની હારબંધ દુકાનો છે.

શાકમાર્કીટ—કંસારાની દુકાનોથી આગળ જતાં મ્યુનિસિપાલિટિએ વિશાળ સુંદર અને નવી શાકમાર્કીટ હાલમાં બાંધેલી છે. તેમાં દરેક જાતનું શાક, ભાજી, મેવા, વગેરે વેચે છે. જથાબંધ શાક દરેક ગામડામાંથી અહીં આગળ વેચવા સારૂ આવે છે, ને તે બધું અહીં આગળ વેચાય છે, ને કેટલુંક દેશાવર જાય છે. સામે જુમામસીદની પાછળ દુકાનો છે. તેમાં પણ શાક, મેવા વેચાય છે.

શેર બજાર—શેરના દલાલોએ શેરના ધંધા માટે વિશાળ સુંદર નવું જોવાલાયક પત્થરનું મકાન બાંધેલું છે તેમાં મિલોના શેરો વેચવાનું લેવાનું કામ ચાલે છે. તેની સામે પાંજરાપોળનું જુનું મકાન હતું તે તોડીને શેઠ. જમનાભાઇ ભગુભાઇએ પથ્થરનું નવું મકાન બંધાવી આપેલું છે. તે મકાનમાં ઇન્ડસ્ટ્રિઅલ બેંકની શાખા કામ કરે છે. ને નીચે ભોંયરામાં હોટલ છે.

## હિંદુઓનાં મંદિરો.

ડોસીવાડાની પોળમાં—ગોસાંઇજીનું મોટું મંદિર—તેમાં નટવરલાલ અને શ્યામલાલની મૂર્તિઓ છે. વૈષ્ણવ સંપ્રદાયનું આ મંદિર શહેરમાં મોટામાં મોટું જોવા જેવું છે. હાલમાં તે મંદિર નવું બનાવવામાં આવ્યું છે. તથા મહાલક્ષ્મી માતાનું મંદિર છે.

રાયપુરમાં—શ્રી દ્વારકાનાથજીનું મંદિર, મોરલીધરનું મંદિર છબીલા હનુમાનનું મંદિર, રાધા વલ્લભનું મંદીર.

સારંગપુરમાં—રણછોડજીનુંમંદિર, મથુરાનાથજીનું મંદિર,

પંચમુખી હનુમાનનું મંદિર, બીજાં નાનાં મંદિર ઘણાં છે.

**જમાલપુરમાં**—જગન્નાથજીના મંદિરમાંથી અસાડ સુદ બીજના રથયાત્રાના દિવસે ત્રણ રથ આખા શહેરમાં ફરવા નીકળે છે.

**હાજાપટેલની પોળમાં**—શ્રી રામચંદ્રજીનું મંદિર.

**રાજામહેતાની પોળમાં**—મદનમોહનજીનું મંદિર, તથા રામચંદ્રજીનું મંદિર, રણછોડજીનું મંદિર, તોતળાજી માતાનું મંદિર.

**ધનાસુતારની પોળમાં**—અંબાજીમાતાનું મંદિર, રણછોડજીનું મંદિર, બહુચરાજીનું મંદિર.

**ત્રણદરવાજા પાસે**—ભદ્રકાળી માતાનું મંદિર.

**ખાડીઆમાં**—સાઠોદરા નાગરોના તથા વિસનગરા નાગરોના હાટકેશ્વર મહાદેવ.

**અસારવામાં**—મહાપ્રભુજીની બેઠક, તથા નીલકંઠ મહાદેવનું મંદિર.

**કોઠારીની પોળ પાસે**—ચત્રભુજનું મંદિર.

**માંડવીની પોળમાં**—રણછોડજીનું મંદિર, કાળકામાતાનું મંદિર, રામનાથ મહાદેવનુ મંદિર.

**ઢાળની પોળમાં**—બાલાજીનું મંદિર તથા રણછોડજીનું મંદિર છે.

**ગોમતીપુરમાં**—નરસિંહજીનું મંદિર.

**સરસપુરમાં**—શ્રીનાથજીનું મંદિર, જાગનાથ મહાદેવ મલેકસાબાના નરસિંહજીનું સલમપુરા હનુમાનનું મંદિર.

**માણેકચોકમાં**—માણેકનાથબાવાનું મંદિર બહુચરાજીનું મંદિર મસાણીઆ હનુંમાનનું મંદિર.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ પાસે પ્રાર્થનાસમાજનું મંદિર છે.



સ્વામિનારાયણનું મંદિર.

**સ્વામિનારાયણનું મંદિર**—માણેકચોક પાસે રીચીરોડની સડકથી ઉત્તર તરફ રતનપોળમાં થઇ સ્વામિનારાયણના મંદિરે જવાય છે. આ મંદિર વિશાળ અને ઉત્તમ છે. તેની સામે મોટું ચોગાન છે. મંદિરમાં

નરનારાયણ, રાધાકૃષ્ણ, ધર્મભક્તિ હરીકૃષ્ણની મૂર્તિઓ છે. વચલા ભાગમાં નરનારાયણ, સહજાનંદ સ્વામીનું મંદિર છે. અહિં સેવા પૂજાની ધામધુમ સારી છે મંદિરની સામેના ચોગાનની પશ્ચિમે મોટી હવેલી છે, તેમાં સ્વામિનારાયણની ગાદીના આચાર્ય રહે છે. મંદિરની સામે ચોગાન મૂકી એક ઓસરીના દરવાજામાં થઇ અંદર જતાં સાધુ બ્રહ્મચારીઓને રહેવાનું સ્થાન અને એક મંદિરમાં સહજાનંદ સ્વામિની મૂર્તિ અને છબીઓ છે. હનુમાન અને ગણપતિની મૂર્તિઓ ઘણી સારી છે. ચૈત્ર સુદી ૯ ના રોજ આ સ્થળે સ્વામિનારાયણ પંથના લોકોનો જબરો મેળો ભરાય છે.

**હનુમાન મંદિરો**—રાયપુરમાં છબીલા, સારંગપુરમાં પંચમુખી, રીચીરોડપર કચરીઆપોળ પાસે બાલાહનુમાન, મિરજાપુરમાં ભીડભંજન, શાહપુરમાં રોકડીઆ, માણેકચોકમાં મસાણીઆ ધીકાંટે, કેમ્પમાં, સ્વામિનારાયણના મંદિરમાં હનુમાનજીના મંદિરો છે સસપુરમાં સલમપુરા હનુમાનનું મંદિર છે.

**હઠીસીંગનું દહેરૂં**—દિલ્હી દરવાજા બહાર શાહીબાગ તરફ જતાં જમણા હાથ તરફ નજીકમાંજ આ જૈન દેરાસર છે. શહેરમાં ઘણાં જૈન સુંદર દેરાસરો છે તેમાં આ સૌથી સુંદર અને વિશાળ છે. તેમાં મુખ્ય એક અને બીજાં બાવન દહેરાં અને તેમાં સુંદર મૂર્તિઓ છે. અને તેની આસપાસની વિશાળ જગો હઠીભાઇની વાડી એ નામે જાણીતી છે. એ વિશાળ મકાનના ત્રણ ભાગ છે. એક ભાગમાં દહેરાં, બીજામાં ધર્મશાળા,

અને ત્રીજામાં હવેલી છે. વચ્ચે સુંદર રમણીય બાગ છે. આ મકાન ૭૫ વર્ષ ઉપર (૧૮૪૮) પ્રેમચંદ સલાટની દેખરેખમાં બંધાયું હતું તે બંધાવતાં લગભગ વીસલાખ રૂપીયા ખર્ચ થયું હતું. આ દહેરામાં ધર્મનાથ તીર્થંકરની પ્રતિષ્ઠા કરી છે. આ દહેરાંની ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૨૬ ફુટ છે બહારના મંડપ સિવાય પૂર્વ પશ્ચિમ લંબાઇ ૧૬૦ ફુટ છે.



હઠીસીંગનું દહેરૂં.

## જૈન લોકોનાં દહેરાં.

હઠીભાઇની વાડીમાં-ધર્મનાથ, હરીપુરમાં—વાસુપુજ્ય સ્વામી. સ્ટેશન સામે કંસારાના ડહેલામાં-અભિનંદન. સરસપુર વાસણુશેરી-સુમતિનાથ. રાજપુરમાં ચીતામણી, પાર્શ્વનાથ, સંભવનાથ. જમાલપુર ટોકરશાની પોળમાં-પાર્શ્વનાથ. કુત્રાવાળી પોળ-સંભવનાથ. દરવાજાનો ખાંચો-પાર્શ્વનાથ, કુંથુનાથ. ચુનારાનો ખાંચો-પાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ. મંગળપારેખનો ખાંચો-ગોડીપાર્શ્વનાથ, શાંતિનાથ. શેઠ મનસુખભાઈના બંગલામાં-સંભવનાથ. લુણુસાવાડો મોટી પોળમાં સંભવનાથ. ફીકાભટની પોળમાં-દોસલાપાર્શ્વનાથ, વિમળનાથ. જુના માજનવાડામાં-સુમતિનાથ દેવસાનો પાડો-ચિતામણી, પાર્શ્વનાથ શાંતિનાથ, ધર્મનાથ. દાદાસાહેબની પોળમાં-આદીનાથ, શાંતિનાથ. પાંજરાપોળમાં-શાંતિનાથ, શીતલનાથ વાસુપુજ્ય, શાશ્વતાજીન. સુડેવાપાર્શ્વનાથની ખડકીમાં-પાર્શ્વનાથ, ધર્મનાથ. ઝવેરીવાડો સોદાગરની પોળમાં-શાંતિનાથ, ચંદ્રપ્રભુ. ઝવેરી પોળમાં-મહાવીરસ્વામી. નીસાપોળ-ચિંતામણુ, જગવલ્લભ, પાર્શ્વનાથ, વાસુપુજ્ય, શાંતિનાથ. શેખનો પાડો-વાસુપુજ્ય, શીતલનાથ શાંતિનાય, અજીતનાથ. સંભવનાથની ખડકી-સંભવનાથ, ધર્મનાથ, મહાવીર સ્વામી, સુપાર્શ્વનાથ, આદીનાથ. ચોમુખની ખડકી-શાંતિનાથ, ચોમુખજી. સુતારની ખડકી-અજીતનાથ. વાઘણપોળ-આદીનાથ, મહાવીરસ્વામી, ચીંતામણી પાર્શ્વનાથ, અજીતનાથ, શાંતિનાથ, ચોમુખજી, સુવિધિનાથ, સંભવનાથ. ગોલવાડ-મુનિસુવ્રતસ્વામી. નગીનાપોળ-આદીનાથ. પાડાપોળ-નમિનાથ,

વિમળનાથ, પાર્શ્વનાથ. ચંગપોળ સડકઉપર-સંભવનાથ. ખાડીઆ ગોલવાડ-મહાવીરસ્વામી. સારંગપુર તળીઆની પોળ-પાર્શ્વનાથ, પદ્મપ્રભુ. રાયપુર કામેશ્વરની પોળ-સંભવનાથ. વાઘેશ્વરની પોળ-આદીનાથ. સામળાની પોળ-શામળા સહસ્રફણાપાર્શ્વનાથ, મહાવીર સ્વામી; શ્રેયાંસનાથ. ધનપીંપળાની ખડકી-વાસુપુજ્યસ્વામી. ઢાળનીપોળ-મુનિસુવ્રતસ્વામી. ધુસાપારેખની પોળ-ધર્મનાથ. લુહારની પોળ-અજીતનાથ. રૂપાસુરચંદની પોળ-વાસુપુજ્યસ્વામી. દાહીની ખડકી-વિમળનાથ, આદીનાથ. ઘાંચીની પોળ-સંભવનાથ શાંતિનાથ. મહુર્ત પોળ-શીતલનાથ. ખેતરપાળની પોળ-સંભવનાથ. ભઠ્ઠીની પોળ-અજીતનાથ. કુસુંબાવાડો-આદેશ્વર. ગોસાંઇની પોળ-શ્રીમંધરસ્વામી, ભાભાપાર્શ્વનાથ. વિદ્યાશાળા-ગોડીપાર્શ્વનાથ. ફતાસાની પોળ-શ્રેયાંસનાથ, વાસુપુજ્યજી, સુમતિનાથ. રીચીરોડ સડક ઉપર-મહાવીરસ્વામી. શાંતિનાથની પોળ-ચંદ્રપ્રભુ, શ્રીમંધરસ્વામી, શાંતિનાથ, પાર્શ્વનાથ, પદ્મપ્રભુ. ટંકશાળમાં-ધર્મનાથ. રામજીમંદિરની પોળમાં-મહાવીરસ્વામિ સુમતિનાથ. પાડીઆની પોળમાં-આદેશ્વર, અજીતનાથ, ધર્મનાથ. પીપરડીની પોળ-સુમતિનાથ, શાંતિનાથ. ખારાકુવાની પોળ-સંભવનાથ. લાંબેસર-શામળા, ચિંતામણી સહસ્રફણા પાર્શ્વનાથ. મનસુખભાઇશેઠની પોળમાં-નેમીનાથ, સુમતિનાથ, પાર્શ્વનાથ. શેઠ જમનાભાઇ ભગુભાઇ-વાસુપુજ્યજી. તોડાની પોળમાં આદીનાથ. લક્ષ્મીનારાયણની પોળ-કુંથુનાથ. ઝાંપડાની પોળમાં-આદિનાથ. કાળુસીની પોળ-અજીતનાથ, સંભવનાથ, વિજય ચિંતામણી પાર્શ્વનાથ, શાંતિનાથ. હાંસલાન

પોળ—શાંતિનાથ, કુંથુનાથ, પાર્શ્વનાથ, લાવરીની પોળ—વાસુપુજયસ્વામી. દહેરાવાળી પોળ—સહાસોમજીની પોળ—શાંતિનાથ. વાણીઆશેરી—સુમતિનાથ. કાકાબળીઆની પોળ—સુવિધિનાથ, સુપાર્શ્વનાથ. હરીકીશનદાસશેઠની પોળ-શાંતિનાથ. સમેતશિખરની પોળ—ગોડીપાર્શ્વનાથ, સમેતશિખરજી. સુરદાસશેઠની પોળ—આદીનાથ. લાલામાઇની પોળ—વિમળનાથ. નાગજીભુદરની પોળ—શાંતિનાથ, સંભવનાથ, આદીતનાથ. સરખેજમાં સુમતિનાથ. નરોડા—પાર્શ્વનાથ.

૧૨૯ દહેરાં મોટાં છે.

**મસીદો**—અમદાવાદમાં મુસલમાનભાઇઓ માટે પ્રાર્થના માટે ઘણી સુંદર અને કારીગરીવાળી મસીદો—હજીરા—કબરો—રોજા બંધાયેલા છે. આ પૈકી ખાસ ધ્યાન ખેંચે તેવી ઘણી મસીદો છે.

બાદશાહનો હજીરો, રાણીનો હજીરો માણેકચોકમાં અહમદશાહની, ભદ્રના કિલ્લામાં ગુજરાત કલબની સામે સીદીસૈયદની, મિરજાપુરમાં રાણીની, શાહપુરમાં શેખહુશેન મહમદચોશતીનો, આસ્તોડીઆ દરવાજા પાસે રાણી સીપ્રીની અને દસ્તુરખાનની, સારંગપુરમાં રાણીની, મહમદગોસની, દોલતખાનામાં એક તોડાની અને જમાલપુરમાં હેબતખાનની અને કાચની મસીદો.

**રોજાઓ**—પીરમશા, શાહઆલમ, વટવા, પીરાણા અને સરખેજના રોજા છે તેમાંના જમાલપુર દરવાજા બહાર પીરનપરનો મચ્છીબજારમાં મહારનો, શાહઆલમના

શોજા પાસે શાહઆલમનો, સરખેજ ગામમાં સરખેજ-નો પીરમહદશાહ અને બાદશાહના હજીરામાં સુલતાન અહમદશાહના ઓરસો ભરાય છે.

**પારસી દેવળ**—અગિઆરી, ત્રણ દરવાજાથી આવતા રસ્તે ખમાસ ગેટ નજીકમાં એ દેવળ છે તેમાં એક મોટા કુંડમાં અગ્નિ રાત્ર દિવસ સળગતો રહે છે. પારસીઓ અગ્નિ પૂજક છે, બીજી મિરજાપુરમાં છે.

**અંગ્રેજના દેવળ**—મિશનસ્કુલ પાસે, મિરજાપુરમાં અને કેમ્પમાં છે. અહિં દર રવીવારે પ્રાર્થના થાય છે.

**વાડીઓ**—ઘીકાંટા પાસે-શેઠ મગનલાલ કરમચંદની વાડી. પાનાભાઇની વાડી. દશાપોરવાડ મેશ્રી વાણીઆનીવાડી. કંદોઇની વાડી, ગોલાની વાડી, ઘાંચીની વાડી, બ્રહ્મચારીની વાડી, તેમાં શાંતિભુવન થીએટર છે. મિરજાપુરમાં-બાકર-અલીનો વંડો. જમાલપુર જતાં શેઠ ભગુભાઇનો વંડો, દશાનાગરની વાડી. દોલતખાનામાં ઔદિચ્ય બ્રાહ્મણોની વાડી, તથા સુતારની વાડી, દરજીની વાડી. પાંચકુવા પાસે-કડીઆ-ની વાડો, રંગરેજની વાડી, કંસારાની વાડી. હાજાપટેલની પોળમાં-વીશા શ્રીમાળીની વાડી. શાકમારકીટમાં-વીશાશ્રીમા-ળીની વાડી. શાહપુરમાં-તાણીઆના મહાજનની વાડી. રીચીરોડ પાસે-રાવતની વાડી, તેમાં ત્રીજો શેર બજાર છે. ઢાળની પોળ પાસે-દશા દિશાવાળની વાડી. ખાડીઆમાં-બ્રહ્મક્ષત્રીની, નાગરની વાડીઓ. કાળુપુરમાં-ગજીયાણીવાળા મહાજનની વાડી, તરગાળાની વાડી, વીશાપોરવાડ મેશ્રીવા-

ણીઆની વાડી, ટંકશાળ પાસે. પ્રેમદરવાજા પાસે-તાણીઆ-
ના મહાજનની વાડી. દાણાપીઠામાં-કુડીઆનીવાડી.

આ ઉપરાંત બીજી ઘણી નાની મોટી વાડીઓ જુદા
જુદા ધંધાવાળાઓ પોત પોતાના પંચની સભાઓ તથા
જમણવારો વગેરે કામમાં વાપરે છે.

**ધર્મશાળાઓ**—રેલવે સ્ટેશનની સામે-રેવાબાઈ
ધર્મશાળા, સ્ટેશન આગળ મુસલમાનોને ઉતરવા આમીનના
મસીદનું મુસાફરખાનું છે, શેઠ મણીલાલ રણછોડદાસ વિશ્રા-
મભુવન, તથા શેઠ હરિવલ્લભ મૂળચંદની ધર્મશાળા.
સ્ટેશનથી સારંગપુર જવાના રસ્તાપર-શેઠ મગનભાઇ કરમ-
ચંદની ધર્મશાળા તથા ભાટીઆની ધર્મશાળા. પાંચકુવા
જવાના રસ્તાપર-લલ્લુભાઇ કરસનદાસની ધર્મશાળા. ઇશ્વર-
લાલ ઓચ્છવલાલની ધર્મશાળા. કુપાસીઆ બજારમાં આ-
ગાખાન બીલ્ડીંગ. રતનપોળમાં મરચી પોળમાં-શેઠ દલપત-
ભાઈ ભગુભાઇની ધર્મશાળા. મિરજાપુરમાં-દિગંબર જૈનોની
એક ધર્મશાળા. તથા પારસી અગીઆરી, શાહપુરમાં શેઠ
રણછોડલાલ છોટાલાલની ધર્મશાળા. શાહપુરના નાકા આ-
ગળ-ગ્રાન્ટ હોટલ, તેમાં યુરોપીયનો ઉતરે છે.

આ સિવાય ઘણે ઠેકાણે ધાર્મિક આશ્રમો, મંદિરો,
અપાસરા, અખાડા, મસીદો વગેરે છે. જ્યાં સાધુ સંત
ફકીરો અને નિર્ધન જનો અલ્પ સમયની વિશ્રાંતિ મેળવી
સંસ્થાપકોને આશીર્વાદ દેતાં આવે છે અને જાય છે.

## શહેરમાં જોવાલાયક સ્થળો.

અમદાવાદમાં બહારગામના માણુસો આવે, તેને બહુ બહુ જોવાનું મળે છે. રીચીરોડના મોટા રસ્તા અને ત્યાંની દુકાનો મસ્કતી મારકીટનો વેપાર અને ધમાલ અને રસ્તાઓમાં માણુસોની દોડાદોડ; ગામડાંનો માણસ તો આ બધું જોઈ બેબાકળો બની જાય, રાત્રે બહાર નીકળ્યો હોય તો દીવાઓની હારને હારથી અને મોટરોના ભૂં ભૂં અવાજથી ભડકીજ જાય. અમદાવાદ તો જાણે નાની દુનિયા છે. દરેક જાતની ભાષા, દરેક જાતના પહેરવેશ, દરેક જાતની બનાવટ, જે જોઇએ તે બધું અમદાવાદથી મળી આવે આ બધામાં ખાસ જોવા જેવી જગાઓએ દરેક છોકરાએ જઈ આવવું જોઇએ. અમદાવાદમાં ભુલા પડીએ તો પોલિસના સિપાઇને પુછવાની ટેવ રાખવી, અમદાવાદમાં પોલિસની સગવડ બહુ સારી છે. મોટા રસ્તાઓ પર સિપાઇઓ રાત દિવસ ઉભાજ હોય છે. ગાડી ઘોડાની તથા મોટરોની દોડધામ એટલી બધી રહે છે કે તેવો બંદોબસ્ત ન હોય તો કોઇવાર ચગદાઈ મરીએ. નાકે નાકે પોલિસના સિપાઈ દેખરેખ રાખે છે અને ગાડીવાળાને તથા મોટરોવાળાને હુકમ કરી કોઈવાર જરૂર પડે તો અટકાવી શકે છે. ભુલા પડેલાને પણુ પોલિસના સિપાઇ મદદ કરે છે. માટે અડચણુના વખતમાં સિપાઇને શોધી તેને પુછી જોવાથી અડચણુ દૂર થાય છે. તમે ધ્યાન રાખ્યું હશે તો કોઇવાર પોલિસના સિપાઈ ગાડી રોકે છે, અને બાજુ બદલવા કહે છે. આમ શા માટે કરે છે તે જાણો છો? ગાડીઓ હાંકવા વાળાએ પોતાના ડાબા હાથ તરફના ભાગ પરજ ગાડી હાંકવી જોઇએ

એવો કાયદો છે. તે કાયદો કોઈ તોડે તો પોલિસનો સિ-પાઇ તેની ખબર લઈ તેને સુધારે છે, આવું કરવાનું કારણ તો સમજી શકાય તેવું છે. મોટી સડકે ઉભા રહેશો અને પાંચ મિનિટમાં જોશો તો તેટલા વખતમાં તો સો પચાસ ગાડી આવે છે ને જાય છે. તેવે વખતે આડી અવળી મરજીમાં આવે તેમ ગાડી હાંકે તો કેટલો ગોટાળો થાય ? માટે નિયમ કર્યો છે કે હાંકવાવાળાએ પોતાની ગાડી ડાબા હાથ પરજ રાખવી, જેથી ગાડી સામસામી અથડાવ નો વખતજ ન આવે.

માણસો માટે ખાસ સગવડ છે, તે જાણો છો ? રસ્તાને બંને છેડે જરા ઉંચી લીધેલી પગથી છે તેને ફુટપાથ, કહે છે તે માણસો માટે છે. રસ્તા પર ગાડી ઘોડાની ધમાલ હોવાથી સલામતી ઓછી ગણાય, માટે જ આવી પગથી રાખી છે. છોકરાંઓએ હમેશાં તેનો ઉપયોગ કરવો, જેથી અકસ્માતનો સંભવજ ન રહે.

પાદશાહનો હજીરો—માણેકનાથની મઢીને કાયમ રાખી તેની છેક નજીક માણેકચોકમાં જ સુલતાન અહમદ-શાહે પોતાનો હજીરો-રોજો બંધાવ્યો છે. તેમાં શહેર વસાવનાર સુલતાન અહમદશાહ અને તેના શાહજાદા સુલતાન મહમદ અને બીજા મોટા ત્રણ શાહજાદાઓને દાટયા છે, રોજામાં તેમની સફેદ આરસની પાંચ કબરો છે, રોજો ૮૭ ફીટનો છે. ૩૬ ફીટ ચોરસનો એક મોટો ઓરડો છે. એ રોજાનો મોટો દરવાજો પૂર્વ તરફ પડે છે, એના પર ચાર વખત નોબત વાગે છે.

**રાણીનો હજીરો**—પાદશાહના હજીરા સામે એ હજીરો સુલતાન-અહમદશાહે પોતાની બેગમો-રાણીઓને દાટવા માટે બંધાવેલો છે. અને તે ચારે મેર પત્થરની કોતરણીવાળી જાળીઓથી ઘેરાયલું છે. તેની માંહે બેગમની કબરો છે. સુલતાન-મહંમુદ બેગડાની રાણી રૂપમંજરીને આ રોજામાં દાટી હતી. તેનાપર કબર રોજો તેણે બંધાવ્યો હતો આ રોજો સુંદર અને જોવાલાયક ૧૨૧૬ ચોરસફીટ છે.

જુમામસીદ.



**જુમામસીદ**—રીચીરોડપર છે. તેને ત્રણ બારણાં છે. તે પૂર્વ પશ્ચિમ ૨૮૨ ફુટ લાંબી અને ઉત્તર દક્ષિણ ૨૩૮ ફુટ પહોળી છે. તેમાં ૩૬૦ થાંભલા છે. પાદશાહના હજીરાની પાછળ સુલતાન અહમદશાહે બંધાવેલી છે. તે અમદાવાદ-

માં રહેતા બધા મુસલમાનો જુમાના રોજ શુક્રવારની નિમાજ (પ્રાર્થના) એકી સાથે પઢી શકે એવડી વિશાળ છે. તેમાં પેસવાનાં ત્રણ દ્વાર છે. મુખ્ય દ્વાર ઉત્તર તરફનું રીચીરોડ પર પડે છે. પૂર્વ દિશા તરફનું બાદશાહના હજીરામાં પડે છે. દક્ષિણ તરફનું શાકમારકીટના સામે પડે છે. આ મસીદમાં વચ્ચોવચ્ચ હોજ છે. તેની આસપાસ બધું ચોગાન પત્થરથી જડેલું છે. આ મસીદ બાંધતાં દશ બાર વર્ષ લાગ્યાં હશે.

**ત્રણ દરવાજા**—ભદ્રના કિલ્લા તરફ જતાં પત્થરની ભવ્ય ઇમારત બંધાવેલી છે. આમાં ત્રણ દરવાજા સાથે સાથે બાંધેલા છે. તેની કારીગરી ઉત્તમ પ્રકારની છે. દરવાજાની ઉપલી કમાનો જમીનથી ૨૫ ફુટ ઉંચી છે.

**કારંજ એટલે હોજ**—એ ત્રણ દરવાજા અને ભદ્રની વચ્ચે પત્થરથી બાંધેલું મકાન છે. તેની નીચે ભોંયરૂં છે. તે પહેલાંનો હોજ છે. આ હોજ આસપાસ દર શુક્રવારે બજાર ભરાતો. એ બજાર કોઈ એકજ ચીજનું નહિ. પણ દરેક ચીજોનું ભરાતું, શુક્રવાર મુસલમાનનો ખાસ વાર હોવાથી એ બજાર શુક્રવારે ભરાતું. ભદ્રમાં ત્રણ દરવાજા અને ભદ્રના દરવાજાની વચ્ચેના, મેદાનમાં એવું ખાસબજાર ભરવામાં આવતું અને કેટલીકવાર બાદશાહ તથા અમીરો વચમાંથી ઉંચી જગાએથી એ બજાર જોતાં આ વખતે આસપાસના ગામોમાંથી અનેક વેપારીઓ આવીને પોતાની વસ્તુઓનું પ્રદર્શન કરતા અને ઘણો માલ ખપતો, ઢોરનું બજાર પણ એ દીવસેજ ભરાતું આ રિવાજ અમદાવાદમાં આજ સુધી ચાલુ રહ્યા છે.

**ટેમ્પલ બાગ**—હાલમાં આ બાગ કાઢી નાંખીને ત્યાં લીલોતરી કરી ચીનુભાઇ માધવલાલ બેરોનેટનું મોટું પૂતળું મુકવાનું છે.

**બાવલું**—ટેમ્પલબાગની પાસે અમદાવાદના ડિસ્ટ્રીકટ સેન્સ જડજ મી. ફિલપોટસસાહેબનું બાવલું છે.

આ બાગની સામે મીડલ સ્કુલ છે. જોડે હિમાભાઇ ઇનિસ્ટટયુટ નામની મોટી લાયબ્રેરી છે. બીજી બાજુ ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનું મકાન છે. આ સોસાઇટી ગુજરાતના લોકોમાં વિદ્યાનો વધારો કરવાના તથા ગુજરાતી ભાષા સુધારવાના હેતુથી સ્થપાઇ છે. એના મકાન ઉપર પ્રેમાભાઈ હોલ બાંધેલો છે. તેમાં જાહેરભાષણો થાય છે. પાસે ખાનબહાદુર જહાંગીરજીનો બંગલો તથા કારંજાવાળાનું મકાન છે. વાયવ્ય ખુણામાં મલેકશાબાનની મસીદ છે, દક્ષિણે શાખુબની મસીદ છે, નૈઋત્ય ખુણામાં અલેફની મસીદ છે.

**આજમખાંનો મહેલ**—ભદ્રમાં હાલ પોસ્ટ ઓફીસ છે તે આજમખાંના મહેલમાં બેસે છે. મોગલાઇના જે બેચાર સુબાઓએ મકાન બાંધીને અમદાવાદમાં પોતાનું નામ અમર કર્યું છે તેમાં આજમખાનું નામ મુખ્ય છે. આજમખાં ઈ. સ. ૧૬૩૫ માં ગુજરાતનો સુબો હતો ઈ. સ. ૧૬૩૭માં ભદ્રના મુખ્ય દરવાજાની દક્ષિણ તરફની ભીંત તોડીને આ મહેલ તેણે બંધાવ્યો. મહેલના મુખ્ય ચોરસ ભાગની લંબાઈ (ઉંડાઇ) ૨૪૦ ફુટ છે અને પહોળાઇ ૨૧૦ ફુટ છે ઉત્તર દક્ષિણ પાંખો લંબાવેલી છે. ઉત્તરની પાંખ સાથે ભદ્રના

કિલ્લાને જોડી દીધો છે. દક્ષિણની પાંખ દક્ષિણ તરફ ૨૫૦ ફુટ લાંબી છે. આ મહેલની અંદરની રચના પહેલાં કેવી હશે તે બરોબર ચોકસ કહી શકાતું નથી. કારણ કે એના ઘણા અવતાર થઇ ગયા છે. જ્યારે એમાં કેદખાનું હતું ત્યારે પણ ફેરફાર થયા હશે એમ મનાય છે. તેમાં પેસવાનો દરવાજો ૧૮ ફુટ ઉંચો છે. અંદર આઠ ખુણાનો મંડપ છે. તેનું બાંધકામ જોવા જેવું છે. મહેલમાં ભોંયતળીઆની નીચે હોજ અને વિશાળ ભોંયરૂ છે. તેમાં થઈ મહેમદાવાદ સુધી જવાનો છાબંધ રસ્તો છે. દક્ષિણ પાંખ ભદ્રના કોટની બહાર ૨૫૦ ફુટ સુધી લીધી હતી. હાલ ડિસ્ટ્રીકટ કોર્ટમાં જવાનો દરવાજો એ મહેલનો છે. એ પાંખને સુધરાવી ઉપર મેડો કરાવી હાલ ડિસ્ટ્રીકટ કોર્ટ કરાવેલી છે. એની અને ભદ્રની વચ્ચેનો કોટ તોડી નંખાવીને કોર્ટ માટે બીજાં મકાનો વધાર્યાં છે. મહેલની પાછળના ઓરડીઓમાં સરકારી દફતરો રહે છે. આજે અમદાવાદના લોકોએ મ્યુઝિયમ બનાવવા માટે આ મહેલની માંગણી કરેલી છે. અને સરકારે તે આપવાની હા પાડી છે.

**હેડ પોસ્ટ ઑફિસ**—ભદ્રકાળી માતાના દહેરા પાસે આજમખાનના મહેલમાંજ મોટી હેડ પોસ્ટ ઓફીસ છે. અહીં દેશપરદેશની ટપાલ આવે છે અને જાય છે. આવેલા કાગળો, મનીઓરડરો, પારસલો વગેરે શહેરમાં વહેંચાય છે. તેમજ સેવિંગબેંક વગેરે સર્વ કામકાજ પણ અહીં થાય છે. શહેરમાં બીજી નાની પોસ્ટ ઓફિસો પણ છે. હેડ પોસ્ટ ઓફિસ મિરજાપુરમાં નવા બનાવેલા મકાનમાં લઇ જવામાં

આવશે. હેડ પોસ્ટ ઓફિસની જોડે ભદ્રકાળી માતાનું મંદિર છે. આ માતાની માન્યતા આખા શહેરમાં છે. આસો સુદ આઠમે હવન થાય છે.

**ભદ્રકાળી ભદ્રનો કિલ્લો**—ભદ્રકાળી માતાના દહેરા પાસે આ કિલ્લો છે. તે ચોરસ આકારનો છે. પૂર્વ પશ્ચિમ લંબાઇ ૪૪૭ ગજ અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૪૦૦ ગજ ક્ષેત્રફળ કુલ ૪૩ એકર વિસ્તારમાં છે. તેને ચારે તરફ આઠ દરવાજા હતા. પણ હવે તો માત્ર બેજ રહ્યા છે, ભદ્રના કિલ્લામાં અંદર હાલ ખાસ કરીને દક્ષિણીઓનાં મકાનો છે. હવા સુખાકારી અને તંદુરસ્ત હોવાથી કેટલાક અમલદારો પણ ત્યાં રહે છે.

**ક્લોકટોવર**—ભદ્રના મુખ્ય દરવાજામાં પેસતાં મધ્યમાં ઉંચી દિવાલપર મોટું ક્લોકટોવર-વાગતું ઘડિઆળ છે. તે શહેરના ઘણુંાખરા ભાગમાં સંભળાય છે. ક્લોકટોવર નીચે ભદ્રના મુખ્ય દરવાજામાં પેસતાંજ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની ઓફિસ છે. દરવાજા બહાર તાલુકદારી સેટલમેન્ટ ઓફિસર, એકિઝક્યુટિવ એંજિનીઅરની ઓફિસો છે. ડિસ્ટ્રીકટ લોકલબોર્ડ ઓફિસ ઇમ્પિરિઅલ બેંક, સબરજીસ્ટાર, સિટિમાજિસ્ટ્રેટ, અને બીજી સરકારી ઓફિસો અને પાસે ગવર્નમેંટ તાર ઓફિસ પણ છે.

કિલ્લામાંથી બહાર નીકળવાનો બીજો દરવાજો છે. તેની બાજુમાં સુલતાન અહમદશાહ ૧ લાએ સૌથી પહેલાં બંધાવેલી મસીદ છે. તેને રાજાની મસીદ કહે છે. તે મસીદની સામે રસ્તાપર ગુજરાત ક્લબ છે. ત્યાં શહેરના સદ્-

ગૃહસ્થો, અમલદારો, શેઠીઆ, વકીલો, ડોક્ટરો, વગેરે સાંજના ટેનીસ વગેરે રમતો રમી આનંદમાં વખત ગાળે છે. કોટનો કેટલોક ભાગ પાડીને હાલમાં તે ક્લબમાં એક બારી મુકેલી છે. કોટનો કેટલોક ભાગ છોકરાઓને નજરે બતાવવો હોય તો આ ક્લબમાં લઇ જઇને બતાવવો.

ન્યાય મંદિર—હેડ પોસ્ટ ઓફીસ લગોલગ ન્યાય-કોર્ટો કે સરકારી અદાલતો છે. આ કોર્ટોમાં ચોરી, લૂટ, ધાડ, ખૂન, મારામારી વગેરેની તેમજ પૈસાની આપ લેના દેવા લેણાની તકરારોનો ઇન્સાફ અપાય છે. મુખ્ય ન્યાયાધીશ સેશન્સજડજ કહેવાય છે. તેમના તાબામાં ૫-૬ દેશી જડજ પણ છે. ગુજરાત ક્લબ તરફથી એક બારણું છે ને બીજું બારણું દક્ષિણ તરફ છે.

વિકટોરિયા બાગ—ભદ્રના કિલ્લાના દક્ષિણ દરવાજા સામે બાગ છે. તે વીસેક વર્ષ પર મહારાણી વિકટોરિઆના મરણ પછી યાદગીરી કાયમ રાખવા માટે મ્યુનિસિપાલિટિ તરફથી બનાવેલો છે. અને તેનું નામ વિકટોરિઆ ગાર્ડન રાખ્યું છે. બાગમાં વિકટોરિઆનું પુતળું ખાસ જોવા જેવું છે. આપણાં ભલાં અને માયાળુ મહારાણીને જોતાં આપણું હૃદય હર્ષથી અને ભક્તિથી ભરાઇ જાય છે. દરેક છોકરાએ ત્યાં જઇને તે આપણી 'વડી દાદી'ના દર્શન કરવાં જ જોઇએ અને તેમને પગે લાગી આપણને વફાદાર પ્રજા બનાવે તેવું પ્રભુ પાસે માગવું જોઇએ. દેશી કારીગરીનું તિલક મહારાજાનું બાવલું હાલમાં મૂકેલું છે. દર રવીવારે બેન્ડ વાગવાનું હોય છે, ત્યારે બહુ માણસો ભેગાં મળે છે. ફુલ, ઝાડ, જાત જાતનાં વેલીફુલ, સુંદર ક્યારાઓ, મજાની વેલ

મંડપો, વગેરે ખુશ કરે તેવું છે સાંજે લોકો અહીં ફરવા અને હવા ખાવા માટે આવે છે.

**એલિસબ્રિજ**—શહેરની પશ્ચિમ દિશાએ આવેલ છે, સાબરમતી નદી ઉત્તર દક્ષિણ તરફ વહે છે, તેના ઉપર જવા આવવાનો એક પુલ બાંધેલો છે. તેનું નામ એલિસ-બ્રિજ છે. એલિસ નામના કલેકટરના વખતમાં બંધાવેલો તેથી તેનું નામ એલિસબ્રિજ પાડવામાં આવ્યું છે. તે સને ૧૮૯૨ માં બંધાવ્યો હતો. ધોલકા તરફ જતી આગગાડીના આ પૂલ પાસેના સ્ટેશનનું નામ એલિસબ્રિજ રાખેલું છે. સ્ટેશનની નજીકમાં ગુજરાત કોલેજનું સુંદર મકાન છે. તેમાં અંગ્રેજી ઉંચી કેળવણી અપાય છે. શેઠ શાહુકારોના બંગલાઓ, પણ ઘણા છે. વિદ્યાપીઠ રાષ્ટ્રિય ગુજરાત મહા-વિદ્યાલય, ત્યાંની હવા ઘણી સારી છે. સાંજના તથા સવાર-માં લોકો ફરવા માટે પણ ત્યાં આગળ જાય છે.

ગણેશબારી અને એલિસબ્રિજ પુલપરથી શહેરમાં એક રસ્તો જાય છે. તેના ડાબાજમણી બે ફાંટા પડે છે. આ રસ્તાની વચ્ચે આઈ. પી. મિશનનું દેવળ ને બંગલો છે. મિશનસ્કૂલ, ન્યાયમંદિર, ભદ્રનો કિલ્લો, પ્રેમાભાઇ હોલ અને તેની સામે દેશી ઓરિએન્ટલ વીમા કંપનિના મકાન તરફ જવાય છે. ડાબી બાજુના આ રસ્તા સામે સંસારસુધારા હોલ છે. તેના મેડા ઉપર દેશહિતના કામ કરનારાં મંડળોની ઓફિસો છે. અને નીચે સસ્તુંસાહિ-ત્ય વર્ધક કાર્યાલયની ઓફિસો છે. આ કાર્યાલય સ્વામિ અખંડાનંદ ભિક્ષુક ચલાવે છે, તેમાં ગુજરાતી ભાષાના સારાં પુસ્તકો પ્રગટ કરી બુજ કીંમતે વેચે છે.

**ગાયકવાડની હવેલી કે મહેલ**—પ્રાર્થના સમાજ પાસે થઇ રાયખડ તરફ આ હવેલી સુધી રસ્તો જાય છે. ભદ્ર સિવાયનો ભદ્ર જેવો મજબુત બીજો એ કિલ્લો (ગાયકવાડની હવેલી) એ નામે ઓળખાય છે. તે રાયખડ અને ખાનજહાન દરવાજા વચ્ચે મરાઠાઓએ મરાઠા અને મોમીનખાન વચ્ચે શહેરની રાજ્યસત્તાની વહેંચણી થયાથી ઈ. સ. ૧૭૩૮ માં બાંધ્યો હતો હાલ ત્યાં પોલીસ હેડકવાર્ટર્સ છે. અને તેથી ત્યાં કેટલાક ઉપરી પોલીસ અમલદારો અને સિપાઇઓ રહે છે. શહેરમાં જે કંઇ ગુન્હા બને તેની નોંધ અહીં થાય છે. લગ્ન વખતે વાજાંની રજાચીઠ્ઠી પણ ત્યાં આગળથી મળે છે.

**પ્રાર્થનાસમાજનું મંદિર**—તેમાં દર રવીવારે ઘણા માણસો ઇશ્વરની પ્રાર્થના કરે છે આ મંદિરની સામે ટ્રેનિંગકોલેજ છે.

**પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગકોલેજ**—જેમાં ગુજરાતી શાળાઓ માટે પુરૂષ શિક્ષકો તૈયાર થાય છે.

**મહાલક્ષ્મી (ફ્રીમેલ ટ્રેનિંગકોલેજ**—જેમાં કન્યાઓ માટે સ્રી શિક્ષકો તૈયાર થાય છે.

**ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટ**—એટલે સ્રીઓ માટેની લાયબ્રેરી માહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગકોલેજની સામે છે. કોઇ કોઇ વાર ભાષણ માટે પણ એ વપરાય છે. અહીંના ચોગાનમાં કેળવાએલી સ્રીઓ ટેનીસ વગેરે રમતો રમે છે.

**પારસી દેવળ અગિઆરી**—ત્રણ દરવાજાથી આવતા રસ્તે ખમાસા ગેટનજીકમાં એ દેવળ છે. તેમાં એક

એક મોટા કુંડમાં અગ્નિ રાત્ર દિવસ સળગતો રહે છે. પારસી-ઓ તેને પૂજે છે.

**ખમાસાગેટ**—પોલીસથાણું-જમાલપુર અને એલિ-ફન્ટરોડ તરફ જતા રસ્તાના નાકે આ ગેટ છે.

**વૈશ્ય સભા**—જમાલપુરના રસ્તે છે. ત્યાં મેશ્રી વાણીઆના ગરીબ છોકરાઓને રાખી કેળવણી અપાવે છે. તેનું ફંડ સારૂં છે, સને ૧૯૦૩ ની સાલમાં તેની સ્થાપના કરવામાં આવેલી છે.

**મ્યુનિસિપાલિટિ**—ખમાસા ગેટથી આગળ પૂર્વ તરફ પાનકોરના નાકા તરફ જતા રસ્તે ડાબી બાજુએ એ બગીચાવાળું ભવ્ય અને વિશાળ મકાન છે તેને કોઠો પણ કહે છે તેમાં જુદાં જુદાં ખાતાવાર ઓફિસો છે મેમ્બરો જે ભાગમાં બેસે છે તેને ગાંધીહોલ કહે છે.

**દાણાપીઠું**—કોઠાની પાસેજ મ્યુનિસિપાલિટિએ બંધાવેલું છે ત્યાં બધી જાતનાં ધાન્ય વેચાય છે.

**ફાયરસ્ટેશન**—શહેરમાં આગ લાગે ત્યારે તે ઓલ-વવાનાં સાધનો-પાણીનો બંબો તથા મોટરો રાખેલાં છે.

માણેકચોકમાંથી ચારે દિશામાં ચાર રસ્તા ફંટાય છે. એક સાંકડીશેરીમાં થઈ ખાડીઆ તરફ, બીજો આસ્ટોડિઆ અને ત્રીજો કંસારા ઓળથી માંડવીની પોળ પાસે થઈ શાકમારકીટ તરફ જાય છે.

**શાકમારકીટ**—સને ૧૯૨૭ માં નવી બાંધેલી છે—તેમાં દરેક જાતના શાક મેવો મળે છે.

**માંડવીની પોળ**—એ શહેરમાં સૌથી મોટી પોળ છે. તથા તેમાં બંને બાજુએ બીજી મોટી મોટી ૧૫-૨૦ પેટા-પોળો છે. તેનું બીજું બારણું આસ્ટોડિઆ ચકલામાં પડે છે એ રોડને એલિફન્ટ રોડ કહે છે.

સીદી સૈયદની મસીદની જાળી.



લાલ દરવાજા બહાર ઇશાન ખુણામાં અમદાવાદ વ-સાવનાર સુલતાન અહમદશાહ ૧ લાના ગુલામ સીદી સૈયદ જેનાપર સુલતાનની બહુ મહેરબાની હતી. ધીરેધીરે તે ધનવાન અને સત્તાવાન થયો. શાહી હદમાંજ તેણે સુંદર મસીદ બંધાવી છે. આ મસીદની અંદરના ભાગમાં પથ્થર-ની જાળીઓ જોવા જેવી છે. જાળીઓ ૧૦ ફુટ પહોળી છે

અને ઉંચાઇમાં ૭ ફુટ છે. આખા એશિયામાં આ જાળી-ઓનો જોટો નથી. આ જાળીઓમાં ડાળાં, ડાળી, પાંખડાં, પાંદડાં સાથે ઝાડ પત્થરની આરપાર કોતરેલું છે, તેનું કોતરકામ ઘણુંજ ઉમદા અને ઝીણામાં ઝીણું નકસી અને સુંદર છે. આ મસીદના સામે શેઠ મંગળદાસ ગીરધરદાસ-નો બંગલો છે.

**રાણીની મસીદ**—મિરજાપુર પોલીસ ચોકી પાસે આ મસીદ સુલતાન અહમદ ૧ લાના રાજ્યની શરૂઆતમાં તે પહેલી બંધાઈ છે જનાનાની બાજુઓ લીધે તેને રાણીની મસીદ કહે છે.

સીદી સૈયદની મસીદ પાસેથી ખાનપુર દરવાજે અને બીજો મિરજાપુર થઈ દિલ્હીગેટ સુધી એ બે મોટા રસ્તા તેમજ ખાસ બજારમાંથી સલાપોસરોડ અને મિરજાપુર થઇ દિલ્હીગેટ તરફ પણ રસ્તો જાય છે. સલાપોસ, લાલદરવાજા અને મિરજાપુરરોડ એ પારસી લત્તો છે. આ રસ્તે પારસી ધર્મશાળા, હેડ પોસ્ટ ઓફીસ, મજુર ઓફિસ, ખ્રિસ્તી દેવળ, તાજમહાલ સોડા ફેક્ટરિ, ગ્રાન્ડ હોટેલ, ટેલિફોન ઓફિસ, આર. સી. હાઇસ્કુલ, અને મોમનાની મસીદ છે. આર. સી. ( રા. બા. રણછોડલાલ છોટાલાલ ) હાઇસ્કુલમાં અંગ્રેજી ધોરણ ચોથાથી સાતમા સુધી શીખવાય છે.

**રતનપોળમાં**—માણેકચોકમાંથી રતનપોળમાં થઇ દરીઆપુર જતાં રતનપોળમાં ખાસ કરીને અહીં સ્ત્રીઓના બરનું કાપડ વેચાય છે અને સોનારૂપાના દાગીના તૈયાર વેચનારાઓની દુકાનો છે. જરમનસીલવર મારકીટ ઘણી

સરસ બનાવવામાં આવી છે તેની પાસે નગરશેઠ મારકીટ પણ છે, તેમાં કાપડના વેપારીઓની દુકાનો છે.

ઝવેરીવાડ—અહીં ગંગાબાઇ જૈન કન્યાશાળા છે.

પાંજરાપોળ—અહીં ઘરડાં, કામ કરવા માટે અશક્ત, અને અપંગ ઢોરો તેમજ જીવહિંસા થતી અટકાવવા માટે બકરાં, ઘેટાં, પાડા વગેરે રાખેલાં છે. શહેરમાંથી કૂતરા પકડીને બહારગામ મુકી આવવાનું કામ તે મહાજન કરે છે. ઝવેરીવાડ થઇ પાંજરાપોળ થઇ આગળ જતાં હુસતીબીબીનો ગોખલો છે. ત્યાંથી આગળ જતાં સ્વામિનારાયણનું મંદિર આવે છે.

પાનકોરનાકાથી દિલ્હી દરવાજા તરફ જતા રસ્તે પીરમશાહનો રોજો, રોજા સામે હાલમાં કસ્તુરભાઇશેઠે નમુનાદાર દુકાનો કાઢેલી છે. સિવિલહોસ્પિટલ, શાંતિભુવન, આનંદભુવન, માસ્તર, ભારતભુવન એ ચાર થીએટરો—નાટકશાળાઓ માટે છે.

દિલ્હીદરવાજાની સડકથી પ્રેમ દરવાજે જતા રસ્તે લુણસાવાડ નજીક અચરતલાલ વેરાગીનું સંન્યાસી માટેનું અન્નસત્ર છે, આ અન્નસત્રના મકાન ઉપરના ઉંચા મિનારા ઉપર ચારે તરફ જોઇ શકાય તેવું ભદ્રના ઘડિઆળ જેવું મોટું વાગતું ઘડિઆળ છે. તેમાં કલાકના આંકડા ગુજરાતી છે. આ રસ્તાને જાનકીરોડ કહે છે. શેઠ મંગળદાસ ગીરધરદાસે પાર્વતીબાઈ સુતિકાગ્રહ નામનું પ્રજાહીત દવાખાનું બંધાવેલું છે. તેમાં સુવાવડખાતાનો હોલ છે. આગળ જતા સરજુદાસજી મહારાજની જગા અને મંદિર છે. તેમાં

હમેશાં સવાર ૭ાા થી ૮ાા સુધી કથા બેસે છે. તેની સામે પ્રેમ દરવાજે આવે છે. તેની પાસે જાનવરો માટેનું દવાખાનુ આવેલું છે.

માણેકચોકમાં લીલો મેવો અને કંદોઇઓળમાં જાતજાતની મિઠાઈ વેચાય છે. ત્યાંથી આગળ ડાબા હાથ તરફ કાળુપુર રસ્તો જાય છે.

**રા'મંડળિક-ખાનજહાનની કબર**—સુલતાન મહમદબેગડાએ જુનાગઢ જીતી ત્યાંના રાજા રા'મંડળિકને કેદ કરી અમદાવાદ આણ્યો અહીં તે મુસલમાન થયો. સુલતાને તેને ખાનજહાનનો ઇલકાબ અને જાગીરો આપ્યાં હતાં, મુસલમાનો તેને પીર તરીકે પૂજે છે. તેની કબર કંદોઇઓળની દુકાનમાં આજે પણ છે. કંદોઇઓળથી જમણા હાથ તરફ ચાંદલાઓળ થઈ એક રસ્તો સાંકડીશેરીના નાકે થઇ આસ્તોડીઆ જાય છે.

**ચાંલ્લાઓળમાં**—દાગીના રસવા, ચાંલ્લાઓ બનાવવાનું કામ, સ્ત્રીઓની ચોળીઓ શીવવાનું કામ, પતરારાં પડીઆ વાળાઓની દુકાનો, સોનારૂપાના દાગીનાની દુકાનો, બંગડીઓવાળાની દુકાનો, માતાની આંગીઓ બનાવવાની દુકાનો વગેરે છે.

ચાંલ્લાઓળથી પુલ તરફ વળતાં ગાંધીવટાની અને કાગદીઓળ કાગળો વેચનારની દુકાનો છે, ચોપડા નવા જુના બાંધવાનું કામ પણ અહિં આગળ થાય છે. આગળ ચાલતા ડોસીવાડાની પોળમાં પેસ્તાંજ જૈન દેરાસર અને છેક ખુણામાં ગોસાંઇજીનું મોટું મંદિર છે. તેમાં નટવરલાલ

અને શ્યામલાલની મૂર્તિઓ છે. વૈષ્ણવવલ્લભી સંપ્રદાયનું આ મંદિર શહેરમાં મોટામાં મોટું અને જાણીતું છે. ડોસીવાડાની પોળ સામે ફતાસાની પોળ છે, આ પોળ તોડીને રીચીરોડ ઉપર જવાનો રસ્તો કર્યો છે. આ રસ્તાની બાજુએ મહાવીરસ્વામિનું વિશાળ જૈન દેરાસર છે.

ટંકશાળ—કાળુપુરના રસ્તે જહાંગીર પાદશાહે સ્થાપેલ ટંકશાળનું વિશાળ ગંજાવર પાદશાહી વખતનાં થએલાં મકાનોમાંનું જોવાલાયક મકાન છે. તેની પાસે વીસાપોરવાડ મેશ્રી વાણીઆની પણ વાડી જોવા જેવી છેજ.

**ધનાસુતારની પોળમાં**—અંબાજી માતાનું મંદિર ઘણું જુનું છે. બહુચરાજીનું મંદિર, રણછોડજીનું મંદિર ગુંદીની પોળમાં છે. પોળ પણ ઘણી મોટી છે તેમાં ૧૫૦૦ ઘરો છે. તેમાં ગજ્જર રમણલાલ ગોરધનદાસનું મકાન જોવા જેવું છે.

**પાંચપટીમાં**-કાગળના મોટા વેપારી કાગદીઓની દુકાનો છે.

**કાળુપુર ચકલામાં**—હવાટાવર હાલમાં બાંધવામાં આવેલો તેમાં ભદ્રના ઘડિઆળ જેવું મોટું વાગતું ઘડિઆળ છે.

ભદ્રથી માણેકચોક, રીચીરોડ, રીડરોડ, ચાર રસ્તા થઈ રેલવે સ્ટેશન સુધી ધોરી માર્ગ જાય છે. ત્રણ દરવાજાથી માણેકચોક તરફ જતાં સામસામી દુકાનોની હારો છે તેમાં જમણી તરફની ઘણીખરી દવા વેચનારાની દુકાનો છે. બાલેન્ટાઈનની હવેલીમાં પ્રોપ્રાયટરિ હાઇસ્કુલ છે. મેડાના ભાગમાં બરોડા બેંકની શાખા કામ કરે છે.

પાનકોર નાકા સામેનો રસ્તો હાણુપીઠું અને કોઠા પાસે થઈ આસ્ટોડિઆરોડને મળે છે. તે રસ્તાપર દાદાભાઈ લાયબ્રેરીનું નવું મકાન બંધાવેલું છે.

**વલંદાની હવેલી**—એ માણેકચોકમાં આગળ ડાબી તરફ છે. વલંદા અમદાવાદમાં ગળી, સુતર અને છીંટનો વેપાર કરવા આવેલા ત્યારે તે (ઇ. સ. ૧૬૧૮ માં) બંધાવેલી હતી. આ હવેલીમાં હાલ ઇમ્પરિઅલ બેંકની શાખા કામ કરે છે. અંદરના ભાગમાં ગેઇટી થીએટર છે. તેમાં સીનેમાના ખેલો થાય છે. તે વિકટર સીનેમાને નામે ઓળખાય છે. અંદર બીજું કાઉન સીનેમા છે.

રતનપોળ આસપાસ પુસ્તકો વેચનારા, સોનારૂપાના દાગીનાના સ્ટોલ, ઘડિઆળીની દુકાનો, શહેરમાં સૌથી મોટી લક્ષ્મીવિલાસ હોટલ બીજી હોટલો, સીનેમા-ડી-ફ્રાન્સનું મકાન, અને બીજું ઉંચું મોટું ભવ્ય મકાન છે, તેમાં સેન્ટ્રલબેંક અને વીમા કંપનીઓની વગેરે ઓફિસો છે. નીચે કાગદીઓળમાં થઇ કાળુપુર જતા રોડ ઉપર બાંધેલા પૂલને ફર્નાન્ડીઝ પૂલ કહે છે. તે ઉપરથી જતાં રસ્તાને રીચીસાહેબના નામથી રીચીરોડ કહે છે. આ માર્ગે સડકની બાજુએ ભોંયમાં બાલાહનુમાનનું નાનકડું સુંદર મંદિર છે તેની પાસે થઇ ખાડીઆ તરફ રસ્તો જાય છે. ત્યાંથી આગળ ચુડગરઓળ આવે છે.

પાંચકુવા પાસેના ચાર રસ્તામાંનો ઉત્તરનો કાળુપુર તરફ જતાં માર્ગને મળે છે, દક્ષિણનો ખાડીઆમાં જાય છે. ખાડીઆમાં ઘણા ભાગે ક્ષત્રી અને નાગરબ્રાહ્મણ ગૃહસ્થોનાં

વિશાળ મકાનો છે. આ કોમો મૂળથીજ મુત્સદી ગણાય છે. આ લત્તાની વસ્તી સુઘડ કેળવાએલી અને સુધરેલી છે.

ખાડીઆ ગેટથી એક માર્ગ સારંગપુર, અને બીજો સીધો રાયપુર તરફ જાય છે.

રાયપુર દરવાજાથી જળોવાળી નાકાથી ખાડીઆના ચાર રસ્તા સુધીને ચીનુભાઈ રોડ કહે છે.

શહેરમાં ઉંચાણવાળી જમીન ખાડીઆ, કાળુપુર અને રાયપુરની છે. અને નીચાણવાળી જમીન જમાલપુર અને રાયખડની છે.

પોળો—અમદાવાદમાં ખડકીઓ અને પોળો પુષ્કળ છે. નાનામાં નાની ૧૦–૨૦ ઘરની તે ખડકી અને સાધારણ મોટી ૨૦૦ કે તેથી વધારે ઘરોની પોળ કહેવાય છે. દરેક પોળને સરીઆમ રસ્તા ઉપર દરવાજાના ઘાટનું બારણું હોય છે, કેટલેક સ્થળે તે બારણા ઉપર નાનુ મેડાબંધી મકાન હોય છે. મેડાપર હમેશાં રાત્રે અને જરૂર જણાય તો દિવસે ચોકીનું કામ કરનારાને પોળીઆ કહે છે.

શહેરમાં સૌથી મોટી આશરે ૨૪૦૦ ઘરની માંડવીની પોળ છે. તેમાં બંને બાજુ મોટી મોટી ૧૫–૨૦ પેટાપોળો છે. બીજી ૧૫૦૦ ઘરની ધનાસુતારની પોળ, રાજામહેતાની પોળ, હાજાપટેલનો પોળો છે. તેમાં પણ બન્ને બાજુએ મોટી મોટી પેટાપોળો છે. ખાડીઆમાં, પખાલીની પોળ, તળીઆની પોળ, ઢાળની પોળ દરીઆપુરમાં વાડીગામ શાહપુરમાં મંગળપારેખનો ખાંચો વગેરે બીજી ઘણી મોટી પોળો પણ જુદા જુદા લત્તામાં છે.

શાહપુરથી સાબરમતી નદી ઉપર એક નવો ત્રીજો પૂલ લોકોની સરળતા ખાતર બાંધવાનું નક્કી થયું છે.

શહેરમાં મુખ્ય રસ્તો ભદ્રથી સ્ટેશન સુધી જાય છે, તે રસ્તો ઘણો પાકો ને મજબુત બનાવવાની ખાસ જરૂર છે. ભદ્રથી સ્ટેશન સુધી ભાડાની મોટરો આખો દહાડો ને રાત્રે દોડે છે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા સારૂ ભાડાની ઘોડાગાડીઓ અને મોટરો પણ મળે છે માલ લાવવા લઇ જવા માટે અને શહેરમાંનો કચરો ઉપાડવા માટે મોટર લારી દોડે છે. તે સિવાય મારવાડી મજુરો હાથવડે લારીમાં અને બીજાઓ ગાડાં ઉંટ, ગધેડા, અને પોઠી મારફતે માલ લાવે છે અને લઇ જાય છે.

## શહેરના દરવાજા બહારનાં જોવાલાયક સ્થળો.

**શાહપુર દરવાજા બહાર**—કાગળનું કારખાનું ગુજરાત કેમિકલ વર્કસ, શાન્તિસદન સ્મશાનગૃહ છે. શાહપુર દરવાજા બહારથી સાબરમતી ઉપર ત્રાંસો સત્યાગ્રહ આશ્રમ તરફ જતો જબરો મોટો નવો પૂલ બાંધવાનું નક્કી થયું છે.

**દિલ્હીદરવાજા બહાર**—માધવપર્ક, હઠીસીંગનું દહેરૂ, ગાંડાની ઇસ્પિતાલ, દૂધેશ્વર, પાણીની ટાંકી, ભીમનાથ, દરીઆખાનનો ઘુમટ, માધવલાલ હોસ્ટેલ, શાહીબાગ, કાપ, સાબરમતી વગેરે ઠેકાણે જવાય છે.

**ગાલીચાનું કારખાનું**—એ હઠીસીંગના દેરાસરના પાછલા ભાગમાં આવેલું છે. તેમાં સુંદર ગાલીચા વણાય છે.

**ગાંડાની હોસ્પિટલ**—શેઠ હઠીસીંગના દેરાસરના દરવાજા સામે સડકની સામી બાજુએ એ દવાખાનું છે. તેમાં ગાંડાં સ્ત્રી પુરૂષોને સરકાર તરફથી રાખવામાં આવે છે.

**પેઈન્ટર બાગ**—શેઠ હઠીભાઇની વાડીથી ઉત્તર તરફ જમણા હાથ તરફ કાંપમાં અને બીજો ડાબા હાથ તરફ શાહીબાગ તરફ રસ્તો જાય છે. આ બે રસ્તા ફંટાય છે; તેની વચ્ચે પેઇન્ટર બાગ છે.

**કાંપ**—કાંપના રસ્તે બેઉ બાજુએ વિશાળ ઘટાદાર વડનાં ઝાડ શીતળછાયા આપી રહ્યાં છે. કાંપમાં ગોરૂં તેમજ દેશી લશ્કર રહે છે. તેમને રહેવા માટેની બરાકો અને મકાનો છે. કેમ્પના હનુમાનજીનું મંદિર ખુલ્લા મેદાનમાં છે.

**શાહી બાગ**—દિલ્હીના પાદશાહ શાહજહાંએ ત્રણસો વર્ષપર રાજમહેલ બગીચા સાથેનો પોતે ગુજરાતમાં સુબો હતો ત્યારે સને ૧૬૨૨ માં સાબરમતીના કાંઠે બંધાવ્યો હતો; તેથી શાહજહાંના નામપરથી તેને શાહી બાગ કહે છે. તેમાં હાલ ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ રહે છે. બેરોનેટ સર શેઠ. ચીનુભાઇનો વિશાળ બંગલો નદી કાંઠે છે. તે જોવાલાયક છે. તેની પાસે થઇ રેલવે જાય છે.

**ભીમનાથ અને ખડગ ધારેશ્વર**—શાહી બાગના બંગલાની નજીકમાં એ બે શિવાલયો છે. ભીમનાથનો ઓવારો બાંધેલો છે. તેનાં પગથીઆં નદીમાં પાણી સુધી બાંધેલાં છે. આ સ્થળે શ્રાવણ વદી ૭–૮ ને ભાદરવા સુદી ૮ના દહાડે મેળા ભરાય છે. શેઠીઆ લોકોના બંગલા જોવા જેવા બાંધેલા છે.

**માધવલાલ હોસ્ટેલ**—શાહી બાગથી પાછા ફરતા શ. બા. રણછોડલાલ છોટાલાલ હાઈસ્કુલમાં ભણતા પરગામી વિદ્યાર્થીઓ માટેનું હોસ્ટેલ-બોર્ડિંગ છે, અને તે બેરોનેટ-સર-ચીનુભાઈના પિતાના નામથી બંધાવેલી છે.

**દરીઆખાનનો ઘુમટ**—માધવલાલ હોસ્ટેલથી થોડે દૂર દૂધેશ્વર જતા રસ્તાની બાજુએ આ રોજાનો ઘણો મોટો વિશાળ ઘુમટ છે. તેની ભીંત અને ઘુમટની જાડાઇ ૯ ફુટ છે. તે મહમૂદ બેગડાના વજીર દરીઆખાને બંધાવ્યો હતો. ત્યાં ભૂતપ્રેત, વળગાડ વગેરેનો વહેમ કાઢવા માટે લોકો આવે છે.

**મોતી મસીદ**—દૂધેશ્વર જતી સડકે એ સુંદર મસીદ છે.

**પાણીની ટાંકી**—શહેરને પાણી પુરૂં પાડવા માટે દૂધેશ્વરના ઓવારે એક વિશાળ ઉંચી ટાંકી છે. તેમાં પાણી લેવા માટે નદીના કાંઠા પાસે કુવાઓ ખોદી તેમાંથી યાંત્રિક બળે ઉપર ખેંચેલું પાણી નળ માટે બે મોટી ટાંકીઓ કરેલી છે તેમાં પાણી ભરી રાખે છે. ને તે પાણી મોટા નળ નાંખીને આખા શહેરને તથા મીલોને પાણી પુરૂં પાડે છે, હાલમાં શહેરમાં ટાઇમસર પાણી આપવામાં આવે છે, શહેરના ગરીબ લત્તા સિવાય બધા ભાગમાં લગભગ ઘેર ઘેર પાણીના નળ લેવાઈ ગયા છે, ઉંચો જમીનવાળા લત્તાઓ-માં તો ખાસ કરીને તે ભાગની પોળોના ખાંચાઓમાં ભોંય તળીયેથી ઉંચે પાણી ચડી શકતું નથી, શહેરમાં નળ દાખલ થયે લગભગ ૩૦ વરસ થયા છતાં, ને તે સર્વ સ્થળે

પ્રસરેલા છતાં, હજી થોડાક હિંદુઓ ધર્મના સમજે, તેમ કેટલાક આ પાણી માફક ના આવવાના કારણથી તે ન વાપરતાં કુવા અગર ટાંકામાંથી કાઢી વાપરે છે. શહેરમાં સુમારે ૬૦૦ પંચના કુવા છે. કેટલાક પુરાવી નાંખ્યા છે.

**સત્યાગ્રહશ્રમ**—દુધેશ્વરના ઓવારા સામે નદીની પેલીપાર મહાત્મા ગાંધીજી (મોહનલાલ કરમચંદ ગાંધી) નો આશ્રમ છે, અહીં વણાટશાળા, ગૌશાળા, રાષ્ટ્રિયશાળા, વિદ્યાર્થીગૃહ અને રસોડુ એ ખાસ જોવા જેવાં છે.

**દૂધેશ્વર**—એ સાબરમતી નદીનો એક પવિત્ર ઓવારો છે. તેને દધીચિઋષિના નામપરથી દૂધેશ્વર કહે છે. સાબરમતી કે જે કળિયુગમાં પવિત્ર નદી મનાય છે, તેમાં આ સ્થળે નહાવાથી પાપ મુક્ત થઇ પવિત્ર થવાય છે. અને પુણ્ય થાય છે. અસાઢ વદ અમાસ—દિવાસાને દિવસે અહીં લોકો નહાવા આવે છે. વળી એકાદશી, પુનેમ, અમાસ, ગ્રહણ, શીવરાત્રિ, જન્માષ્ટમી, રાધાઅષ્ટમી વગેરે હરકોઇ પર્વણિને દિવસે અસંખ્ય લોકો ઓવારે સ્નાન કરે છે અને પવિત્ર થાય છે.

**દૂધેશ્વર શ્મશાનગૃહ**—દૂધેશ્વર ઓવારો હિંદુઓમાં પવિત્ર મનાતો હોવાથી શહેરના ભાવિક હિંદુઓ ખાસ કરીને મડદાં આ ઓવારે કે પાસે બાંધેલા શ્મશાનગૃહમાં બાળે છે; ઓવારે બાળવાથી હાડકાના કુલ અને રાખોડી આ સ્થળે નદીમાં પધરાવે છે.

**ચીનાબાગ**—દૂધેશ્વરના ઓવારા પાસે ચીનાબાગ છે તેમાંનો વિશાળ કુવો અને ભોંયરૂં જોવા જેવાં છે. આ બાગ ચીનાઇવાળા શેઠે બંધાવ્યો છે.

**ચીનુનાથ મહાદેવ**—દૂધેશ્વરના ઓવારા પાસે સર ચીનુભાઇના નામથી ચીનુનાથ મહાદેવનું મંદિર બંધાવેલું છે, સર ચીનુભાઇએ લાખો રૂપીઆ ધર્માદા અને પરોપકારી કામો પાછળ ખર્ચ્યાં છે.

**સાબરમતી જેલ**—આશ્રમની ઉત્તર દિશાએ અને શાહીબાગની પાછળ સાબરમતીના સામા ઓવારે રેલવે પૂલની પડખે વિશાળ કેદખાનું-જેલ છે, તેમાં જે ગુન્હેગારોને કેદની સજા થઇ હોય તેમને રાખવાને સાબરમતીના સ્ટેશન સામે એક મોટું કેદખાનું કરેલું છે. સેંટ્રલ જેલના નામે ઓળખાય છે, ફાંસીની સજા ત્યાંજ દેવામાં આવે છે, કેદીઓની પાસે શેતરંજી, પાટી, ગલીચા, ટુવાલ, ટેબલ કલોટ, વગેરે વણાવે છે, તે ઘણાં સારાં ટકાઉ અને મજબુત હોય છે.

**રેલવે પૂલ**—શાહીબાગ અને બેરોનેટ સર ચીનુભાઈના બંગલાની વચ્ચે થઇ અમદાવાદ અજમેર અને દિલ્હી જતી રેલવે માટે સાબરમતી ઉપર જબરો પૂલ બાંધેલો છે, ને હાલમાં બે ગાડીઓ જાય તેવો નવો પૂલ સીમટથી બાંધેલો છે, તેની પેલી પાર જતી રેલવેનું સાબરમતીનું મોટું સ્ટેશન આવેલું છે; અહીં રેલવેના નોકરોને રહેવાના મકાનો અને બંગલા છે, વળી ત્યાં રેલવેને લગતાં સાહિત્યોનો બહોળો જથો રાખેલો છે, ને તે પુલ પરથી માણસોને જવાને માટે રસ્તો રાખેલો છે.

**દરીઆપુર દરવાજા બહાર**—માધવપરા નજીકમાં હઠીપરૂ અને બારડોલપરૂં, અને દરીઆપુર દરવાજા સામે

બિલાડીનો બાગ ને સ્વામિનારાયણનું મોટું મકાન આવેલું છે, હરીવલ્લવ મૂળચંદની મીલ માણેકચોક મીલ, ને બીજી મીલો છે.

**માધવપરામાં**—ઘી, ગોળ, કરીઆણાનો, ને ચોખા વગેરેનું જબરૂં પીઠું છે, ને જથાબંધ માલ શહેરમાં તેમજ આસપાસના ગામડામાં જાય છે, અને દેશાવર ચઢે છે, જુનું અને નવું એમ બે માધવપરાના ભાગ છે, ને પાસે હઠીપરૂં ને બારડોલપરામાં તમાકુનો વેપાર સારો ચાલે છે, આ પરાં કોટની નીચાણમાં હોવાથી જ્યારે સાબરમતી નદીમાં રેલ આવે છે ત્યારે અહીં પાણીની બહુ બીક રહે છે.

**પ્રેમદરવાજા બહાર**--બાપાલાલ શેઠની મોટી ફ્લોર આટામીલ, માણેકનાથવાળા મહારાજની જગા, શેઠ, માણેકલાલની મીલો, તેલીઆમીલ, તથા બીજી મીલો છે સડકે થઇને અસારવા તથા મહા પ્રભુજીની બેઠકે જવાય છે.

**કાલુપુર દરવાજા બહાર**—મોટું દાણા બજાર, સાકર બજાર, એરંડા બજાર, ઘી બજાર, ગોળનું બજાર, ચોખા બજાર, કપાસીઆ બજાર, વગેરે બજારો છે, કાળુપુરથી સીધી સડકે રેલવે ઉપર પત્થરનો મોટો પુલ બાંધ્યો છે, તે સડકેથી સરસપુર, નરોડા અસારવા ને કાળુપુર સ્ટેશને જવાય છે.

**અસારવા**—આશાવળ પહેલાં ત્યાં આશાભીલનું રાજ્ય હતું, તેથી તે જગો આશાવળ કહેવાતું તે પરથી અસારવા કહેવાય છે. પ્રથમ કરણ સોલંકીએ કરણાવતી નગરી વસાવેલી, અને તે પછી સુલતાન અહમદશાહ પહે-

લાએ આશાભીલને હરાવી અમદાવાદ વસાવ્યું એમ કહેવાય છે, આ સંબંધમાં એક કહેવત ચાલે છે કે—

" કુતેપર જબ સસલા આયા,
" તબ પાદશાહે શહેર બસાવા,

એટલુંજ નહિ, પણ અહિં આવેલું અશાવળ, પુરાતન કાળમાં મ્હોટું ગામ હતું, વ્યાપારના રાજ માર્ગ ઉપર હોઇ દેશ પરદેશમાં જાણીતું હતું, બારમા સૈકામાં તે સારી વસ્તીવાળું, ઉદ્યોગી, વ્યાપાર, અને હુન્નર કળાવાળું તથા ધનવાન હતું, એમ પરદેશી મુસાફરોના અહેવાલ ઉપરથી જણાય છે.

**અસારવા–રેલવે સ્ટેશન**—પ્રાંતીજ, તલોદ, હિંમતનગર, ઈડર થઇ ખેડબ્રહ્મા સુધી જતી રેલવેનું એ રેલવે સ્ટેશન છે.

**આચાર્યજી મહા પ્રભુજીની બેઠક**—અસારવા ગામ અને સ્ટેશન નજીક વૈષ્ણવી વલ્લભી સંપ્રદાયના આચાર્યજીની બેઠક છે. તેથી ભાવિક વૈષ્ણવો દરરોજ દર્શન કરવા જાય છે.

**દાદાહરિની વાવ**—આચાર્યજીની બેઠક પાછળ અને અસારવા સ્ટેશન પાસેજ એ વિશાળ વાવ છે, અને તે મહમદ બેગડાની દાસી હરિ નામની સ્ત્રીએ બંધાવી હતી, તે બંધાવતા ત્રણ લાખ રૂપીઆ ખર્ચ થયો હતો. દાસી હરિ પાસે બે કીમતી ઝાંઝર હતા, તેમાંનું એક વેચી આ વાવ બંધાવી અને બીજું વાવમાં નાંખ્યું હતું, આ વાવ જોવા જેવી છે, ને તેનું કોતરણી કામ બહુ સરસ છે, દરેક

છોકરાએ એ વાવ જોઇ આવવી જોઈએ. વાવની કુલ લંબાઈ ૨૪૧૬ ફુટ છે અંદરનો મંડપ ૧૬ ફુટનો છે.

**માતર ભવાની વાવ**—અસારવામાં આ વાવ ઘણી જુની છે, કરણાવતી નામનું નગર, જેનું માત્ર હાલનું અસારવા ગામડુ રહી ગયું છે, તેનો તે સમયના બાંધકામ તથા કારીગરીમાં આ વાવ એક રહી ગયેલો નમુનો છે અંદર જવાનાં પગથીયાંની બંને બાજુએ મ્હોટા મજબુત થાંભલાઓ ઉપર ખુલ્લાં ધાબાં મુકેલાં છે, નીચે કુવાની સામી બાજુએ એક ગોખલામાં માતા ભવાનીની મૂર્તિ છે, અને કુવાની આસપાસની સાંકડી પગથી ઉપર થઇને તેની પાસે જવાય છે, ને દરરોજ તેની પૂજા થાય છે, શ્રાવણવદી અમાસના દહાડે મોટો મેળો ભરાય છે, તેની પાછળ મોટું તળાવ છે, દરેક છોકરાએ એ વાવ જોઈ આવવી જોઇએ.

**નીલકંઠ મહાદેવ**—અસારવામાં ઉત્તર દિશાએ એ શિવાલય છે, શ્રાવણની અમાસે અહીં મોટો મેળો ભરાય છે. આ મહાદેવનાં દર્શન કરવા શહેરમાંથી ઘણા લોકો દરરોજ જાય છે. કાળુપુરથી સીધી સડક રેલવે ઉપરનાં પત્થરનો પુલ ઓળંગી સરસપુર જાય છે.

**સરસપુર**—કાલુપુર દરવાજાની પૂર્વે દોઢ મૈલને છેટે આ મોટું પરૂં છે, તેની આસપાસ કોટ છે અને તેને ચાર મોટા અને એક નાનો એમ મળી પાંચ દરવાજા છે, અહીં ગાડાંના પૈડાં સારા બને છે આ પરાની પાસે શાંતિદાસના જુનાં દેવળનાં ખંડેરો છે. દક્ષિણમાં મલેક સાબાનનું મોટું તળાવ છે, પોટલીઆ મસાણ સરસપુર દરવાજા બહાર છે,

રંગાટી કામ સારૂં થાય છે, દવાખાનું તથા નિશાળ જોવા જેવાં છે, શ્રી નાથજીનું મંદિર તથા સલમપશના હનુમાન જોવા જેવા છે.

કાળુપુર અને પાંચકુવા વચ્ચે સાકરબજાર કપાસીઆ બજાર, એરંડાબજાર, રેવડીબજાર, મસ્કતીમારકીટ વગેરે છે.

**પાંચ કુવા દરવાજા બહાર**—કાપડની દુકાનો, મહાજનનો બનાવેલો છે કુઆરો, રણછોડલાલ હોસ્પિટલ રેવાબાઈ જયુબિલિ હોસ્પિટલ છે.

**સારંગપુર દરવાજા બહાર**—માધુ બાગ, મીઠાની વખાર, માધુભાઈની મીલ ધુજતા મિનારા સીદી બશીરની મસીદ, લાકડાંની ઘણી લાટીઓ છે-ગોમતીપુર જવા માટે કાલુપુર જેવો નવો પત્થરનો પૂલ રેલવે ઉપર બાંધવામાં આવ્યો છે, માધુભાઇ મીલ આવેલ છે.

**માધવબાગ**—સારંગપુર દરવાજા બહાર મરહુમસર ચીનુભાઇએ તેમના પિતાના સ્મારક માટે તૈયાર કરાવ્યો છે આ બાગમાં તેમના દાદા રા. બા. રણછોડલાલ-છોટાલાલનું સુંદર સફેદ આરસનું બાવલું મૂકેલું છે, આ બાગમાં પુરૂષ વર્ગ અને સ્ત્રી વર્ગ માટે એમ બે અલગ ભાગો છે સ્ત્રી વર્ગ માટેનો ભાગ જયુબિલિ હોસ્પિતાલની લગોલગ આવેલો છે, તેથી આ દવાખાનામાંથી સ્ત્રીઓ જઈ શકે તેવી ગોઠવણ છે.

**ધુજતા મિનારા**—સારંગપુર દરવાજા બહાર ગોમતીપુર પાસે રેલવે સ્ટેશનથી થોડે દૂર એ મિનારા છે તે જોવા લાયક છે.

**મીઠાની વખાર**—સ્ટેશન સામે મીઠાની મોટી વખાર છે.

**નરસિંહજી**—સારંગપુરથી ગોમતીપુર જે સડક જાય છે. તેની બાજુમાં એ મંદિર છે. ત્યાં બેસતું વર્ષ કારતક સુદી ૧ ના રોજ લોકો દર્શન કરવા જાય છે તેથી ત્યાં મોટો મેળો ભરાય છે.

**ગોમતીપુર**—એ અમદાવાદનું પરૂં છે. શામળકવિની જન્મભૂમિ હતી. તે વખતે તે વેંગણપુર કહેવાતું અહીં કેટલીક મીલો છે.

**વડની ગેટના દરવાજા બહાર**—મહીપતરામ અનાથઆશ્રમ આટા મીલને અને મોતીલાલ હીરાલાલની મિલો વગેરે છે.

**મહીપતરામ અનાથાશ્રમ**—વડની ગેટનો નાનો દરવાજો સારંગપુર અને રાયપુર વચ્ચે પાડેલો છે તેની સામે આ આશ્રમ છે. અહીં નિરાધાર માબાપ વગરનાં ગરીબ છોકરાને રાખી ઉછેરે છે. વળી અનાથ વિધવાઓને પણ અહીં રક્ષણ મળે છે.

**રાયપુર દરવાજા બહાર**—કામનાથ મહાદેવ અપારાવ ભોળાનાથની લાયબ્રેરિ, મિલો, દીવાસળીની મિલ વહોરાઓનો રોજો, કાંકરીઉં તળાવ, બળીઆકાકાનું સ્થાનક છે, સોમનાથ ભુદરે બંધાવેલો ટાવર, જોવા જેવો છે. વાડીઆ આઇસ ફેકટરિ, અને આયર્ન ફેકટરિ આવેલા છે.

**કાંકરીઉં**—રાયપુર દરવાજેથી પોણો માઈલ છેટે, એ સુંદર તળાવ છે. તે સુલતાન કુતુબશાહે બંધાવ્યું હતું તે સુમારે માઇલ ફરતું છે. પૂર્વ તરફથી પાણી આવવા માટે સુંદર ગરનાળું છે. અને ફરતી પત્થરની પાળ અને

માંહે ઉતરવા માટે પગથીઆં છે. તળાવની વચ્ચે નગીના-વાડી છે, તેમાં પહેલાં સુંદર મહેલ અને બગીચો હતો. અમદાવાદના સુલતાનોને ઉનાળામાં આનંદ મેળવવાનું હવા ખાવાનું એ શીતળ સ્થળ હતું. આ મહેલને ઘટામંડળ કહેતા, તે પડી જવાથી ત્યાં ૫૦ વર્ષપર હાલનું મકાન બંધાવ્યું છે. તેમજ તળાવ પુરી જવાથી એને અંગ્રેજ સરકારે દુરસ્ત કરાવ્યું છે. નગીના વાડીમાં જવા માટે પાકો રસ્તો બાંધેલો છે. ઘેરાવો ૨૧૫૩ વાર એટલે સવા માઇલનો છે વ્યાસ ૬૮૩ વારનો છે ક્ષેત્રફળ ૭૬ એકર છે. શ્રાવણના બીજા સોમવારે અને દશેરાને દિવસે આ જગાએ મેળો ભરાય છે. અને અગ્નિ ખુણમાં શુશકર અને દેઠકી એ બે નાનાં તળાવો છે. મણીપુર કાંકરીઆની દક્ષિણમાં શેઠ, મણીલાલ રણછોડલાલના નામથી એ ગામ વસાવેલું છે. તેથી તેને મણીપુર કહે છે.

આસ્ટોડિઆ દરવાજા બહાર—કાગડાપીઠ, ઢોરોનુ શુક્રવારનું બજાર, નવા પરામાં બહુચરાજી, શાહઆલમનો રોજો, ચંડોળા તળાવ છે. અને લાંબા જેતલપુર પણ અહિંથી જવાય છે.

કાગડાપીઠ—એ રાયપુરથી આસ્ટોડિઆ જતાં છે. ત્યાં રગતપતીઆં, આંધળાં, લુલાનું દવાખાનુ છે તેમાં તેમને રાખવામાં આવે છે.

ઢોરોનો બજાર—દર શુક્રવારે શહેરમાં વેચવા આવતાં ઢોરો આસ્ટોડિઆ દરવાજા બહાર ચોગાનમાં ઉભા રહે છે અહીં તેનો વેપાર ચાલે છે.

**નવાપરાના બહુચરાજી**—આસ્ટોડિઆ બહાર બે મોટી સડકો છે તેમાંની દક્ષિણની સડકે બહુચરાજીનું દેવળ છે ત્યાં લોકો દર્શન કરવા જાય છે.

શાહઆલમનો રોજો.



**શાહઆલમનો રોજો**—બહુચરાજી માતાજીથી માઈલ છેટે એ રોજો આવેલો છે શાહઆલમ એ વટવાના બુર્હાન ઉ-દ્દીન કુત્બ-ઉલ-આલમના પુત્ર અને સુલતાન મહમૂદ બેગડાનાં ધર્મગુરૂ હતા. તે ૪૫૦ વર્ષ પર મરી ગયા તેમની અહીં કબર અને રોજો છે. એ રોજાને પિત્તળની જાળીઓ છે. ઘુમટના ઉપલા ભાગમાં સોનું અને જવાહીર દિલ્હીના પાદશાહ જહાંગીરની બેગમ નુરજહાંના ભાઇ

અસોફખાંએ જડાવ્યુ હતું આ રોજાના બે ઉંચા ટોડા મિનારા છે. તથા રોજાની જગો સુંદર અને જોવાલાયક છે રોજાની નીચે મોટું ટાંકું છે. રોજામાં ઓરસ–મેળો ભરાય છે. આ ઓરસમાં બહારગામથી ઘણા મુસલમાનો આવે છે.

**ચંડોળા તળાવ**—ચંડોળા તળાવ હાલ અમદાવાદનું એક જોવાલાયક સ્થળ ગણાય છે. આ તળાવ ઘણું મોટું છે. એનો વિસ્તાર ૧૦૧ એકરનો છે. એનું પાણી ખેતીવાડી માટે વપરાય છે. પહેલાં તળાવના કીનારા પત્થરથી બાંધવાનો વિચાર હશે. આ તળાવ પ્રાચીન નથી. કોણે બંધાવ્યું, કયારે બંધાવ્યુ અને એનું નામ ચંડોળા શાથી પાડયું એનો કાંઇ પતો લાગતો નથી. એને કિનારે નરસિંહજીનું મંદિર છે. તળાવમાં કમળ થાય છે.

**જગન્નાથ મંદિર**—જમાલપુર દરવાજા સામે એ મંદિર છે તેમાં ૪૦૦–૫૦૦ સાધુ રહે છે, ત્યાંથી અષાડ શુદી બીજે રથ યાત્રાના ત્રણ રથ શહેરમાં ફરવા નીકળે છે.

**સુએજ ફોર્મ**—શાહવાડીથી થોડે છેટે એ જગા છે. ત્યાં શહેરની ગટરોનું મેલું પાણી એકઠું થાય છે, તે વડે શાકભાજી પકવે છે. જમાલપુર દરવાજા પાસે શહેરનું ગટરોનું મેલું પાણી સાફ કરવાનું કારખાનું છે.

**ખાનજહાન દરવાજા બહાર**—ખ્રિસ્તીઓનું કબરસ્તાન છે.

**રાયખડ દરવાજા બહાર**—નદી કાંઠે છીપા રંગ દેવાના કપડાં મુકે છે ગાયકવાડની હવેલીની દીવાલ છે.

ખાનપુર દરવાજા બહાર—શહેરના તાબુત લઇ જઇ ઠંડા કરે છે.

મેળા—હિંદુઓમાં પર્વને દીવસે થતા મેળા અને મુસલમાનોમાં ઉરૂસ એ પણ આનંદના દીવસો છે. આવા દીવસોમાં પહેલાં બહુ રમતગમતો થતી અને લાખો માણસ મળતાં હાલ પણ માણસો પ્રમાણમાં ઠીક ભેગાં થાય છે, પરંતુ રમતગમતો સાધારણ હોય છે અને દેશી કરતાં વિલાયતી રમકડાંની દુકાનો વધારે હોય છે. નાનાં છોકરાંને આ મેળામાં ઘણોજ આનંદ આવે છે. શ્રાવણ મહિનાના બધા સોમવારે મેળા ભરાય છે. પહેલા સોમવારે બિલાડીના બાગમાં મહાદેવ છે તે જગ્યાએ મેળો ભરાય છે; બીજા સોમવારે જમાલપુર દરવાજા બહાર કાશીવિશ્વનાથના મંદિર પાસે શાહવાડીનો મેળો ભરાય છે; ત્રીજા સોમવારે કાંકરિયા તળાવથી પૂર્વે આવેલા જગન્નાથ તથા એનાથી દૂર આવેલા સુખરાય મહાદેવનો મેળો ભરાય છે; એમાં ઘણા લોકો કાંકરિયા સુધી જઇનેજ પાછા આવે છે. શ્રાવણ વદ સાતમ અને આઠમે શીતળાસાતમ અને કૃષ્ણ જન્માષ્ટમીને દીવસે દિલ્હીદરવાજા બહાર હઠીભાઇની વાડી પાસે મેળો ભરાય છે; એને ભીમનાથને ખડ્ગધારેશ્વરનો મેળો કહે છે. ભાદરવા સુદ આઠમે ધરો આઠમનો મેળો પણ ત્યાંજ ભરાય છે. શ્રાવણની અમાવાસ્યાને દીવસે અસારવા મેળો ભરાય છે. દશેરાને દીવસે કાંકરિયે મેળો ભરાય છે; ત્યાં શમી પૂજન થાય છે અને શાખડીઓ છુટે છે. માણેકઠારી પૂનમે સારંગપુર દરવાજા બહાર રણછોડજીનો મેળો ભરાય છે. કારતક સુદ પડવા (નવાવર્ષ) ને દીવસે ગોમતીપુરમાં નરસિંહજીનો મેળો

ભરાય છે, અષાઢની અમાસે દધિચિઋષિના મહાત્મ્ય માટે દુધેશ્વરનો મેળો ભરાય છે. ચૈત્ર મહિનામાં રામનવમીનો મોટો મેળો સ્વામીનારાયણના મંદિરમાં ભરાય છે. અસાડ સુદી બીજે રથજાત્રા નીકળે છે. જમાલપુર દરવાજા બહાર આવેલા જગન્નાથજીના મંદિરમાંથી ત્રણ રથ નીકળીને આખા શહેરમાં ફરે છે એ વખતે બાવા વીગેરે લોકો તહેવારની રમતો તથા અખાડાના ખેલ કરે છે. આ રથજાત્રાનો મેળો કહેવાય છે.

મિલો—મિલ જોવા ગયા હોઈએ તો તેપરથી પણ આપણને બહુ જ્ઞાન મળે છે. કાપડના વણાટકામની મિલ જોવા જઈએ તો ખબર પડે કે સંચાથી એક સાથે કેટલું બધું કામ થઈ શકે છે. જુના વખતમાં લોકો હાથવતી વણવાનું કામ કરતા, કપાસને પહેલાં ચરખાવતી પીલે, તેને લોઢવું કહેતા. તેમ કરી કપાસમાંથી કપાસીઆ અને રૂ છુટું પાડતા–પછી રૂને સોઢતા સોટી વતી ખૂબ મારી મારી છુટું કરતા પછી પીંજતા. પીંજ્યા પછી રેંટીયાવતી કાંતતા અને ત્યાર પછી શાળ પર કપડાં વણતાં–હવે લોઢવાને માટે જીન થયાં છે. તેથી થોડા વખતમાં–હવે રૂ તૈયાર થઈ જાય છે. સુતર કાંતવાની મિલમાં હજારો રેંટીયા સપાટાબંધ કામ કરે ને અને દરરોજ મણ બંધ રૂ કાંતી નાંખે છે પછી વણવાની મિલમાં સુતર જાય છે ત્યાં કેટલીક શાળો એક સાથે કામે લાગે છે અને રોજના તાકાને તાકા વણી કાઢે છે શહેરમાં પહેલવહેલી મિલ રા. બા. રણછોડલાલે સને ૧૮૫૯ સાલમાં અમદાવાદમાં સ્થપાઈ તે પછી રા. બા. બહેચરદાસ અંબાઈદાસ લશ્કરીએ અને શેઠ. મનસુખભાઈ ભગુભાઈએ

સ્થાપી હતી તે પછી શેઠ. મંગળદાસ ગીરધરલાલે અને શેઠ. અંબાલાલ સારાભાઇ તરફથી કેટલીક મિલો અને બીજી કેટલાક શેઠીઆઓએ સ્થાપી છે હાલમાં લગભગ ૭૫ મિલો ચાલે છે; ઇંગ્લાંડમાં મિલોનું શહેર માનચેસ્ટર છે તેવું હિંદુસ્તાનનું માનચેસ્ટર અમદાવાદ શહેર ગણાય છે.

## અમદાવાદ શહેરનો કારભાર

અમદાવાદ શહેર અંગ્રેજ સરકારને તાબે છે. અંગ્રેજ સરકાર આપણા રાજા છે, અને અંગ્રેજોના મહારાજ જ્યોર્જ આપણા શહેનશાહ છે. આખા હિન્દુસ્થાન ઉપર તેઓનું રાજ્ય છે. પણ તેઓ કાંઇ અહીં રહેતા નથી અમદાવાદ શહેરની અંદર રસ્તા પ્રાથમિક કેળવણી લોકોપયોગી બાંધ-કામ પાણી પૂરૂં પાડવાનું કામ, લોકોની સુખાકારી સંભા-ળવાનું, વગેરે કામ અંગ્રેજ સરકારે વસ્તીને સોંપ્યું છે, સરકારી અમલદાર દેખરેખ રાખે પણ બહુ ભાગે કામ તો બધું લોકોજ કરે તે કામ કરવા માટે લોકો કાંઇ બધા હમેશાં ભેગા થઇ શકે નહિ. એટલે લોકો તરફથી નક્કી કરેલા માણસો ચુંટી કાઢે છે, આ સભાસદો દર ત્રણ ત્રણ વર્ષે નીમાય તથા ચુંટાય છે. લોકો તરફથી થતી સભાસદો-ની ચુંટણી વખતે ભારે ધમાધમી થાય છે. મ્યુનિસિપાલિ-ટીના સભાસદો કમિશનરો કહેવાય છે. રૈયત તરફથી ચું-ટાયેલા ૪૮ માણસો તથા સરકાર તરફથી ૧૨ મળીને એક સભા થાય છે. જેને મ્યુનિસિપાલ કોરપોરેશન કહે છે. આ ૬૦ માણસોમાંથી એક પ્રમુખ તથા ઉપપ્રમુખ બે માણસોને ચુંટી કાઢે છે. પ્રમુખને બીજા સભાસદોની કમીટીઓ નીમવામાં

આવે છે. ને તે કમીટી જુદા જુદા કામ માટે અમલદારો નીમે છે. અમલદારોમાંથી સૌથી મોટો અમલદાર ચીફ઼ઓ-ફ઼િસર સાહેબ કહેવાય છે, અને તે બધું કામ લોકો તરફ઼-થી જ નીમેલા સભાસદોની બનેલી કોરપોરેશને નીમેલા અમલદારો ચલાવે છે આવી આવી બાબતોનું રાજ્ય ખરી રીતે જોતાં લોકો પોતેજ કરે છે. લોકો પોતાની મેળે પોતાનું કામકાજ કરે અને રાજ્ય ચલાવે તેને સ્વરાજ્ય કહે છે. આટલું સ્થાનિક સ્વરાજ્ય આપણા હાથમાં છે. તે સિવાય એટલે કે પોલિસ ખાતુ, ન્યાયખાતુ, જકાત ખાતુ, વગેરે ખાતાંઓ અંગ્રેજ સરકારની સીધી હકુમત તળે છે. તે બધું કામકાજ કરવા ગવર્નર સાહેબના હાથ હેઠળ જૂદા જૂદા અધિકારીઓ રાખવામાં આવે છે.

અમદાવાદ મ્યુનિસિપાલેટીને આખા અમદાવાદ શહેર પર દેખરેખ રાખવાની છે. તે દેખરેખ સારી રીતે રહે માટે અમદાવાદના ભાગ કર્યા છે અને દરેક ભાગની વ્યવ-વસ્થા તે ભાગના અમલદારો રાખે છે. ચીફ઼ ઓફ઼ીસર સા-હેબ આ બધા અમલદારોના કામપર નજર રાખે છે. અને તેમને માટે નિયમો ઘડેલા હોય તે પ્રમાણે અમલ થાય છે કે કેમ તે જુએ છે. આવી રીતે ભાગ પાડેલા છે તે દરેક ભાગને વોર્ડ એવું અંગ્રેજી નામ આપ્યું છે.

કાળુપુર વોર્ડ નં. ૧–૨–૩ ખાડીઆ વોર્ડ નં. ૧–૨–૩
દરિયાપુર વોર્ડ નં. ૧–૨ જમાલપુર વોર્ડ નં. ૧–૨
શાહપુર વોર્ડ ન. ૧–૨ રાયખડ વોર્ડ નં. ૧
પરા વોર્ડ એ પરા વોર્ડ બી પરા વોર્ડ સી.

**પરાં**—શહેરની આસપાસ હાલમાં લગભગ ૧૫ પરાં છે.

**દક્ષિણે**—રાજપુર-હીરપુર, રઘનાથપરૂ, ભવાનપરૂ, બહેરામપરૂં, અને મણીપુર.

**પૂર્વે**—અસારવા, સરસપુર, ગોમતીપુર.

**ઉત્તરે**—માધવપરૂ, હઠીપરૂ, બારડોલપરૂ, ફતેપરૂ.

**પશ્ચિમે**—કોચરબ અને માદલપુર.

**શહેરના લત્તાઓ**—શહેરના મુખ્ય ૧૮ લત્તાઓ પાડેલા છે. ઉત્તર દિશામાં અનુક્રમે (૧) કાળુપુર (૨) દરિયાપુર (૩) ઝવેરીવાડ (૪) ઇડરીઓ (૫) ઘીકાંટા (૬) પાનકોર (૭) મીરજાપુર (૮) ખાનપુર અને (૯) શાહપુર આવેલા છે.

દક્ષિણ દિશામાં (૧) સારંગપુર (૨) ખાડીઆ (૩) રાયપુર (૪) માણેકચોક (૫) આસ્ટોડિઆ (૬) જમાલપુર (૭) રાયખડ (૮) કારંજ અને (૯) ભદ્ર એ પ્રમાણે ઉત્તર તરફના નવ અને દક્ષિણ તરફના નવ મળી કુલ અઢાર લત્તાઓ છે.

**વસ્તી**—દર દસ દસ વર્ષે સરકાર આખા દેશની વસ્તીની ગણતરી કરાવે છે. છેલ્લી ગણતરી ૧૯૨૧માં થઈ હતી. તેમાં ઉપર જણાવેલા શહેરના લત્તા તથા પરાંઓની મળી અમદાવાદની વસ્તી ૨૭૦૯૬૪ માણસની છે, અને તેમાં હજી વધારો થયાજ કરે છે. એમ કહેવાય છે કે એક વખત અમદાવાદ એટલું મોટું શહેર હતું કે તેમાં ૯ લાખ મકાનો, અને ૨૦ થી ૩૦ લાખ માણસની વસ્તી હતી! ૧૦૦૦ તો મસીદો હતી! શહેરની આસપાસ ફરતાં ૩૬૦ પરાં હતાં!

## વોર્ડવાર વસ્તી.

| વોર્ડનું નામ. | વસ્તીવાળા ઘરો. | વસ્તી. |
|---|---|---|
| ખાડીઆ વોર્ડ | ૯૯૪૩ | ૩૩૦૬૦ |
| કાળુપુર ,, | ૧૦૮૧૯ | ૪૧૮૮૩ |
| શાહપુર ,, | ૮૯૨૯ | ૩૦૦૧૪ |
| રાયખડ ,, | ૫૦૫૪ | ૧૫૨૦૪ |
| જમાલપુર ,, | ૭૦૭૧ | ૩૧૧૭૩ |
| પરાવોર્ડ એ, બી, સી, | ૧૯૩૪૭ | ૯૫૭૫૪ |
| **કુલ ઘરો ૭૧૬૦૦** | | **કુલ વસ્તી ૨૭૦૬૧૪** |

હાલની વસ્તીમાં હિંદુ, જૈન, મુસલમાન, પારસી, તથા ખ્રિસ્તીઓનો સમાવેશ થાય છે.

**વેપાર**—વસ્તીનો ચોથો ભાગ અત્યારે મીલોમાં કામ કરે છે, બાકીનામાંથી કેટલાક સરકારી નોકરી, અને કાપડ, અનાજ, વગેરેનો વેપાર કરે છે.

અમદાવાદમાં કાપડ સુતરની લગભગ ૭૦ મીલો છે. તે સિવાય ડાંગર ખાંડવાનાં, લોટ દળવાનાં, લોઢાના ઘાટ બનાવવાનાં અને તેલ પીલવાનાં સંખ્યાબંધ કારખાનાં છે.

**ત્રણુતાર**—અમદાવાદનો મુખ્ય વેપાર ત્રણુ તાર—**સુતર, રેશમ અને કસબ**—છે, સુતરના તારમાંથી ધોતીઆં, ચાદરો, સાડીઓ, જુદી જુદી જાતની છીંટો, તેમજ બીજું ઘણું કાપડ બને છે. રેશમ અને કસબમાંથી કીનખાબ, અતલસ, સાટીન, ગજીયાણી, સાડી, બાંટ, સોળાં, ચુંદડી અલાયચા, ખંડ, મુગટા, પીતાંબર, મગીયાં, ચંદ્રકળા,

રેશમી અને કસબી ધોતીજોટા તથા ચલોઠા, મશરૂ, ભરત-કામ, તોઇ, ફીત, મોળિઆં, ઝીકની કિનારી, તથા પાઘડી-ઓ અમદાવાદમાં એવાં સરસ બને છે કે એક વખત આખી દુનીઆમાં અહીંનો માલ વખણાતો !

ગાલીચા શાહપુરમાં સારા બને છે, તે ઠેઠ વિલાયત સુધી જાય છે. અમદાવાદમાં બનતા કાગળ અમદાવાદી કાગળને નામે ઓળખાય છે. તેનો ઉપયોગ ખાસ કરીને ચોપડા બાંધવામાં થાય છે. પહેલાં શાહપુર કોચરબ વગેરે સ્થળે જથાબંધ કાગળો બનતા, પરંતુ હાલમાં વિલાયતી કાગળો દેશમાં આવતા હોવાથી આ હુન્નર તદન ભાંગી પડયો છે. દિવાસળીની એક મીલ છે, તે કાંકરીએ જતાં આવે છે, તેમાં બનતી દિવાસળી બહાર ગામ જાય છે. શહેરમાં બરફનાં ચાર કારખાનાં છે. એક નદીપાર, બીજું શાહીબાગ જવાની સડકે, ત્રીજું માધવપરામાં, અને ચોથું કાંકરીઆ તળાવ જતાં દિવાસળીની મીલની સામે આવેલું છે.

આ સિવાય સાબુ, બ્રશ, બટન, સોડાવોટર, તથા દૂધમાંથી મલાઈ કાઢવાના સંચા-ડેરી-વગેરેનો ધંધો પણ કેટલાક લોકો કરે છે. છીપા લોકો સુતરાઉ કાપડ રંગવા તથા છાપવાનું કામ કરે છે.

આયાત—બધી જાતનાં ધાન્ય, શાકભાજી, સુતરાઉ, રેશમી, અને ઉનનું કાપડ, લોખંડ, કાચનો સામાન, દારૂ-ખાનું, દવાઓ, ખાંડ, નાળિએર, રમકડાં, કાચ, યંત્રો, કા-ગળ, કેરોસીન, કોલસા, પત્થર, ઈમારતી લાકડું, વગેરે બહારથી આવે છે.

નિકાશ—સુતરાઉ, રેશમી કાપડ, કીનખાબ, કોતર કામ, ચામડાં શાકભાજી, મિઠાઈમાં મરકી, ધાન્ય, ડાંગર, લાકડાં, વગેરે બહાર ગામ જાય છે.

વર્તમાનપત્રો—ચોપડીઓ વર્તમાનપત્રો વગેરે છાપવા માટે શહેરમાં ૫૦ છાપખાના છે. રોજ સાંજના સંદેશ નામનું દૈનિક પત્ર નીકળે છે. અઠવાડિક વર્ત્તમાનપત્રો-પ્રજાબંધુ, ગુજરાતી પંચ, પોલિટિકલભોમિઓ, નવજીવન, જૈન એડવોકેટ, નૂતન ગુજરાત, અંગ્રેજીમાં યંગઈંડિયા, મહાત્મા ગાંધીજી તરફથી નીકળે છે. આ અઠવાડિક છાપાઓ છે, છાપાઓ દેશદેશાવરની ખબરો આપે છે. બીજા દેશોના રાજકારભારની વિગતથી આપણને માહીતગાર કરે છે. આપણા દેશમાં થતાં કામોથી જાણીતા બનાવે છે અને લોકોના તથા રાજયનાં જાહેર કામોપર યોગ્ય ટીકા કરે છે. વર્ત્તમાન પત્રની આપણે ત્યાં હજુ બહુ અસર નથી, પણ વિલાયત અને બીજે આગળ વધેલા દેશોમાં તો તે ખાતુ પણ બહુ કીંમતી સેવા બજાવનારૂ બની શકે છે. માસીકો પણ સારા નીકળે છે.

ટાઇપફાઉન્ડરિઓ—છાપખાનામાં વપરાતા ટાઇપ તૈયાર કરવા માટેનાં શાહપુરમાં બે કારખાનાં છે.

લાયબ્રેરિઓ-પુસ્તકાલયો—શહેરમાં વાંચન માટે ખાસ પુસ્તકશાળાઓ સ્થાપાએલી છે. તેમાં મુખ્ય લાયબ્રેરિઓ નીચેની છે.

હીમાભાઈ લાયબ્રેરિ (ભદ્ર સામે). આપારાવ ભોળાનાથ લાયબ્રેરિ (રાયપુર દરવાજા બહાર). રીચીરોડપર પાનકોરના નાકાપર. દાદાભાઇ નવરોજજી રીચીરોડ. મણિલાલ રણછોડ-

લાલ સારંગપુરમાં. ભાઇશંકર નાનાભાઇ રાયપુરમાં. વીરચંદ દીપચંદ ઢાળની પોળ પાસે. અતિલક્ષ્મી દરીઆપુરમાં. મિત્રમંડળ કાળુપુરમાં. લાલાલજપતરાય ઇડરીઆ ચકલામાં. લક્ષ્મીપ્રસાદ શંભુપ્રસાદ અને ત્રણદરવાજા પાસે. યંગમેન મોહમેડન એસોશિએશન માંડવીની પોળમાં. તથા બીજી પોળોમાં લાયબ્રેરિઓ કાઢવામાં આવેલી છે ધનાસુતારની પોળમાં. શા. ગોવિંદલાલ રાયચંદ તથા મોહનલાલ ગોવિંદલાલ તરફથી સ્ત્રીઓના વાંચવાલાયક પુસ્તકોની ફરતી લાયબ્રેરી કાઢેલી છે.

બેંકો—ધંધાના ઉથલપાથલ ઘણી થતી હોવાથી વેપાર માટે નાણાંની આપલેનું કામકાજ બેંકોમાં થાય છે. અમદાવાદમાં આવી સાત બેંકોએ ઓફિસો ઉઘાડી છે, તેમજ પેટા શાખાઓ પણ ખોલેલી છે. ઇમ્પરિઅલ બેંક (બે શાખા) ઇંડિઆ (બે શાખા) બરોડા બેંક (ત્રણ દરવાજા પાસે) જૈન બેંક (માણેકચોકમાં) ઇન્ડસ્ટ્રિઅલ બેંક (ત્રણ શાખા) સેંટ્રલ બેંક ઓફ ઇંડિઆ (રીચીરોડ) જે દેશોમાં બેંકો વધારે હોય તે દેશમાંનો વેપાર રોજગાર સારો ચાલે છે.

ક્લાકટાવરો—કાળુપુર હવાટાવર, ભદ્રનો ટાવર, સોમનાથ ભુદરનો ટાવર, દરીઆપુર ટાવર.

શાહપુરથી સાબરમતી નદી ઉપર એક નવો ત્રીજો વિશાળ પૂલ બાંધવાનો છે. ને નવો રસ્તો કાળુપુર રીલીફરોડ કાઢવાનો છે. નવી પોસ્ટ ઓફિસનું મકાન તૈયાર થશે એટલે તે મકાન મ્યુઝિયમના ઉપયોગમાં લેવાનું છે. ટેમ્પલબાગ કાઢી નાંખી ત્યાં લીલોતરી કરી ચીનુભાઇ માધવલાલ બેરાનેટનું મોટું પૂતળું મુકવાનું છે.

# અમદાવાદ મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાઓ.

ખાડીઆ શાળા નં. ૧ પાંચકુવા ચાર રસ્તા પાસે. ખાડીઆ શાળા નં. ૨ ખાડીઆ બ્રહ્મક્ષત્રોની વાડીમાં દેસાઇની પોળ સામે ખાડીઆ શાળા નં. ૩ સાંકડીશેરી લાંખા પટેલની પોળને મોઢે. ખાડીઆ શાળા નં. ૪ રાયપુર આકાશેઠના કુવાની પોળના ચોકઠામાં ખાડીઆ શાળા નં. ૫ ઘાંચીની પોળ સામે ખાડીઆ શાળા નં. ૭ રાયપુર ભાઈશંકર લાયબ્રેરી પાસે ખાડીઆ શાળા નં. ૮ રાયપુર દરવાજા પાસે મોરલીધરના મંદીરમાં ખાડીઆ શાળા નં. ૯ રાયપુર દરવાજા બહાર આપારાવ લાયબ્રેરીના મેડા ઉપર ખાડીઆ શાળા નં. ૧૦ લાખીઆની પોળે ખાડીઆ કન્યાશાળા નં. ૧ ખાડીઆ ગોલવાડ ખાડીઆ કન્યાશાળા નં. ૨ સાંકડીશેરી શામળજી થાવરની પોળમાં ખાડીઆ કન્યાશાળા નં. ૩ ઢાળની પોળમાં બાલાજીના મંદીરમાં ખાડીઆ રાત્રીશાળા નં. ૪ રાયપુર દરવાજા બહાર આપારાવ લાયબ્રેરીના મેડા ઉપર જમાલપુર શાળા નં. ૧ માંડવીની પોળમાં કંસારા પોળમાં જમાલપુર શાળા નં. ૨ માંડવીની પોળમાં હરકીશનદાસ શેઠની પોળમાં જમાલપુર શાળા નં. ૩ એલીફન્ટશેઠ ખમાસા ગેટ પાસે. જમાલપુર શાળા નં. ૪ જમાલપુર સીદી સાલમની હવેલી. જમાલપુર શાળા નં. ૫ જમાપુર પાંચપીપળી પોલીસ ચોકી પાસે જમાલપુર શાળા નં. ૬ ભદ્રમાં શ્રીમાવલંકરના મકાનમાં જમાલપુર શાળા નં. ૭ જમાલપુર દરવાજા બહાર પંપીંગ સ્ટેશન પાસે જમાલપુર કન્યાશાળા નં. ૧ માંડવીની પોળમાં પડી પોળ. જમાલપુર

કન્યાશાળા નં. ૨ જમાલપુર પાંચપીંપળી પોલીસચોકી પાસે જમાલપુર કન્યાશાળા નં. ૩ જમાલપુર કાછીઆ શેરી જમાલપુર કન્યાશાળા નં. ૪ જમાલપુર નવી ચાલી પાસે જમાલપુર ઉર્દુ શાળા નં. ૧ જમાલપુર ચકલામાં જમાલપુર ઉર્દુ શાળા નં. ૨ જમાલપુર પાંચપીંપળી જમાલપુર ઉર્દુશાળા નં. ૩ આસ્ટોડીઆ સૈયદવાડ જમાલપુર ઉર્દુ કન્યાશાળા નં. ૧ જમાલપુર કાચની મસીદ જમાલપુર ઉર્દુ કન્યાશાળા નં. ૨ જમાલપુર નવી ચાલ પાસે જમાલપુર ઉર્દુ રાત્રીશાળા પાંચપીંપળી જમાલપુર ઉર્દુ શાળા નં. ૨ ના મકાનમાં કાળુપુર શાળા નં. ૧ કાળુપુર ટંકશાળની પોળ કાળુપુર શાળા નં. ૨ કાળુપુર ધનાસુતારની પોળ પાસે કાળુપુર શાળા નં. ૩ કાળુપુર સાગડીઆ પોળ કાળુપુર શાળા નં. ૪ સાકરબજાર કાળુપુર શાળા નં. ૫ દાદાસાહેબની પોળમાં વાડીમાં કાળુપુર શાળા નં. ૬ સ્વામીનારાયણના મંદીર પાસે બકરીપોળ આગળ કાળુપુર શાળા નં. ૭ ધીકાંટારોડ ઉપર કાળુપુર શાળા નં. ૮ પીરમશાના રોજા પાસે ગોલવાડ કાળુપુર શાળા નં. ૯ ત્રણ દરવાજાની પાસે કાળુપુર કન્યાશાળા નં. ૧ કાળુપુર ભંડેરી પોળમાં કાળુપુર કન્યાશાળા નં. ૨ દાદા સાહેબની પોળમાં કાળુપુર કન્યાશાળા નં. ૩ પંચભાઈની પોળ પાસે કાળુપુર કન્યાશાળા નં. ૪ કાળુપુર ધનાસુતારની પોળમાં કાળુપુર ઉર્દુશાળા નં. ૧ પાંચકુવા દરવાજા પાસે નવી મોલત કાળુપુર ઉર્દુશાળા નં. ૨ કાળુપુર ચકલામાં હાજીએહમદની પોળ કાળુપુર ઉર્દુશાળા નં. ૩ પાનકોર નાકા ગુડીઓળમાં કાળુ-

પુર ઉર્દુ શાળા નં. ૪ કાળુપુર પાંચપટ્ટીમાં કાળુપુર ઉર્દુ કન્યાશાળા નં. ૧ કાળુપુર સોદાગરની પોળ કાળુપુર ઉર્દુ કન્યાશાળા નં. ૨ કાળુપુર પાંચપટ્ટી કરોડાની પોળમાં કાળુપુર રાત્રીશાળા ત્રણ દરવાજા પાસે કાળુપુર શાળા નં. ૯ ના મકાનમાં શાહપુર શાળા નં. ૧ શાહપુર ખજુરીની પોળ સામે લશ્કરીના મકાનમાં શાહપુર શાળા નં. ૨ શાહ-પુર ચુનારાના ખાંચે. શાહપુર શાળા નં. ૩ ઘીકાંટા રોડ ઉપર ઢેડ મંદિર શાહપુર શાળા નં. ૪ શાહપુર રંગીલા પોળ પાસે શાહપુર શાળા નં. ૫ શાહપુર કાજીસાહેબની મસીદ પાસે શાહપુર કન્યાશાળા નં. ૧ શાહપુર જીવણ કમળસીની પોળ બહાર શાહપુર કન્યાશાળા નં. ૨ શાહપુર મંગળપારેખને ખાંચે શાહપુર કન્યાશાળા નં. ૩ મીરજાપુર રોડ ઉપર શાહપુર ઉર્દુ શાળા નં. ૧ શાહપુર મંગળપારે-ખના ખાંચા પાસે શાહપુર ઉર્દુ શાળા નં. ૨ મીરજાપુર રોડ ઉપર શાહપુર ઉર્દુ કન્યાશાળા નં. ૧ શાહપુર વન-માળીવાંકાની પોળ શાહપુર રાત્રીશાળા શાહપુર ઉર્દુ શાળા નં. ૨ ના મકાનમાં ખાનપુર ઉર્દુ કન્યાશાળા. ખાનપુર સૈયદવાડો. દરિઆપુર શાળા નં. ૧ જોર્ડન રોડ ઉપર દરિ-આપુર શાળા નં. ૨ લુણસાવાડ ધંતુરાપોળ પાસે દરિઆપુર શાળા નં. ૩ દરિઆપુર ચકલામાં દરિઆપુર શાળા નં. ૪ દિલ્હી દરવાજા ઉપર દરિઆપુર કન્યાશાળા નં. ૧ કડવા-પોળ દરિઆપુર કન્યાશાળા નં. ૨ જોર્ડન રોડ ઉપર દરિ-આપુર ઉર્દુ શાળા. પ્રેમદરવાજાની પાસે દરિઆપુર ઉર્દુ કન્યાશાળા નં. ૧ દીલ્હી ચકલા ગેટ પાસે દરિઆપુર ઉર્દુ કન્યાશાળા નં. ૨ પ્રેમ દરવાજા આગળ માદલપુર શાળા

માહલપુર પ્રેમદરવાજા શાળા પ્રેમદરવાજા બહાર અસારવા અસારવા આચારજીની બેઠક સામે અસારવા કન્યાશાળા અસારવા ગામમાં સરસપુર શાળા નં. ૧ સરસપુરમાં સરસપુર શાળા નં. ૨ સરસપુર ચકલામાં સરસપુર કન્યાશાળા નં. ૧ સરસપુર ચકલામાં સરસપુર કન્યાશાળા નં. ૨ સરસપુર કન્યાશાળા નં. ૨ સરસપુરમાં વાસણશેરી સરસપુર રાત્રીશાળા સરસપુર શાળા નં. ૧ ના મકાનમાં ગોમતીપુર શાળા નં. ૧ ગોમતીપુર ગોમતીપુર શાળા નં. ૨ ગોમતીપુર ગોમતીપુર કન્યાશાળા. ગોમતીપુર ગોમતીપુર રાત્રીશાળા ગોમતીપુર શાળા નં. ૧ ના મકાનમાં રાજપુર ઉર્દુશાળા રાજપુર રાજપુરશાળા રાજપુર પોલીસ હેડકવાર્ટર શાળા પોલીસ લાઇન્સ દીલ્હી દરવાજા બહાર રેલવેના ઝાંપા પાસે.

વર્નાકયુલર હાઇસ્કુલ નં. ૧ માંડવીનો પોળમાં હરીકીશનદાસ શેઠની પોળમાં

" " નં. ૨ હરિઆપુર ડબગરવાડો

" " નં. ૩ કાળુપુર ટંકશાળની પોળમાં

**ગ્રાન્ટઈન એઇડશાળાઓ**—વનિતા વિશ્રામશાળા, ખાડીઆ જેઠાભાઇની પોળ સામે માધવપુરા ગામઠીશાળા માધવપુરા રા. રા. રણછોડભાઈ કન્યાશાળા ખાડીઆ દેસાઈની પોળ રા. બા. મગનભાઈ કન્યાશાળા રાયપુર આકાશેઠ કુવાની પોળ પાસે શેઠાણી હરકુંવરબાઈ કન્યાશાળા કાળુપુર ટંકશાળ.

તરગાળા ભોજકશાળા, તરગાળા વાડામાં માતા આગળ.
એસ. એ. મીશન કન્યાશાળા, શાહીબાગના રસ્તે.
આઈ. પી. મીશન છોકરાની શાળા નં. ૧ કાળુપુર ભોઇવાડાની પોળપાસે.
" " " " " નં. ૨ જમાલપુર.
" " " " " નં. ૪ ધીકાંટા મગનભાઇની વાડી સામે.

આઇ. પી. મીશન કન્યાશાળા નં. ૧ કાળુપુર ભોઈવાડાની પોળ પાસે.
" " " " નં. ૨ માંડવીની પોળ.
" " " " નં. ૩ કાળુપુર ભોઇવાડાની
" " " " નં. ૪ દીલ્હી ચકલા પોલીસ ચોકી પાસે.
" " " " નં. ૫ શાહપુર ચુનારાના ખાંચા પાસે.
" " " " નં. ૬ ઢાલગરવાડા.

રાયપુર ડીપ્રેસ્ડ ક્લાસ શાળા, રાયપુર દરવાજા બહાર.
દીવાળીબાઇ કન્યાશાળા, રાયપુર મહાલક્ષ્મીની પોળ સામે.
સમસ્ત ગુજરાત પ્રેસાફંડની રાત્રીશાળા, લુણસાવાડા પાસે જોર્ડનરોડ વ. હા. નં. રના મકાનમાં.
એમ. ઈ. મીશન કાંકરીઆશાળા, કાંકરીઆ રેલવે સ્ટેશનની પાછળ.

અંગ્રેજી શાળાઓ—અગ્રેજી કેળવણી આપવા માટે શહેરમાં સરકારી તથા ખાનગી ૯ હાઇસ્કુલો છે.

**મુખ્ય સરકારી**—આર. સી. (રણછોડલાલ છોટાલાલ.) હાઇસ્કુલ છે. અને અંગ્રેજી પહેલા ત્રણ ધોરણ સુધી શિખવનારી એક મિડલ સ્કુલ છે.

**ખાનગી અંગ્રેજી શાળાઓ**—પ્રોપ્રાયટરિ, ટયુટોરિયલ, સીટી, મોડેલ, જે. એલ, મિશન, એ હાઇસ્કુલો છે. તેમાં અંગ્રેજી સાત ધોરણ સુધી શીખવાય ન્યુ હાઇસ્કુલ છે.

**કોલેજો**—અંગ્રેજી ઉંચી કેળવણી આપવા માટે ગુજરાત કોલેજ છે, તે સાથે સાયન્સ કોલેજ, સિડનહામ લાયબ્રેરિ અને જ્યોર્જ ફિફ્થ હાલ જોડેલાં છે. એ સંસ્થાઓ સર ચિનુભાઈ બંધાવી છે.

ગુજરાતમાં પુરૂષ શિક્ષકો તૈયાર કરવા માટે પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજ અને ઉર્દુ ટ્રેનિંગ સ્કુલ છે.

**ખ્રિસ્તી ધર્મ શિક્ષણની કોલેજ**—સાયન્સ કોલેજની સામે એ મિશનરી ધાર્મિક કેળવણી સંસ્થા છે.

**સંસ્કૃત અને જ્યોતિષ શાળાઓ**—શ્રીનગર અમદાવાદ સંસ્કૃત પાઠશાળા, ભાઈશંકરની બહેચરદાસ અને સ્વામીનારાયણની સંસ્કૃત પાઠશાળાઓ; અને જોશી ઉત્તમરામ દલસુખરામ, ગિરજાશંકર હરિશંકરની જ્યોતિષ પાઠશાળાઓ છે.

**બહેરા-મુંગાની-શાળા**-નવા દરવાજાના ચાર રસ્તાપર આવેલી છે.

**વ્યાયામ શાળા**—અખાડા-શહેરમાં રાષ્ટ્રીય શાળાઓ હાઇસ્કુલો ટ્રેનિંગ કોલેજોમાં કસરત શાળાઓ છે. તેમાં

શારીરિક કેળવણી અપાય છે. ગુજરાત વ્યાયામ મંડળ હસ્તક ચાલતા અખાડા છે તેમાં સારંગપુરનો અખાડો જોવા લાયક છે.

**છાત્રાલયો**—સત્યાગ્રહાશ્રમ, વૈશ્ય સભા, જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડિંગ દિગંબર જૈન બોર્ડિંગ, સરખેજ રોડપર કડવા પાટીદાર બોર્ડિંગ છે. લેઉઆ પાટીદાર, ઔદિચ્ય, ખડાયતા, સાઠોદરા, શ્રીમાળીની એ બોર્ડિંગો માધવલાલ હોસ્ટેલ છે.

**દવાખાનાં**—કોઇને ગંભીર ઇજા થાય; દર્દ બહુ ભયંકર લાગુ પડયું હોય, ડાકટરની કાયમની દેખરેખની જરૂર હોય તેઓને માટે ઇસ્પીતાલો કરવામાં આવી છે, તેવાઓને ત્યાં રહેવાની સગવડ કરી આપવામાં આવે છે દવાદારૂ થાય છે. ડાકટરો કાયમ હાજરી આપે છે. અને દેખરેખ રાખે છે. જ્યાં દર્દીને રહેવાની સગવડ ન હોય પણ તપાસીને દવાજ આપવામાં આવે તેને દવાખાનું કહે છે. મ્યુનિસિપાલેટી તરફથી નવ દવાખાના ચાલે છે. તથા બીજા ઉદાર શેઠીઆઓ તરફથી ધર્મદા દવાખાના ખોલવામાં આવેલા છે, જ્યાં ફ્રી વગર દવા અને ડાકટરની સલાહ મળે છે. સ્ત્રીઓ માટે વિક્ટોરિઆ જુબિલિ, રેવાબાઈ સુવાવડ ખાતુ, તથા અચાભાઇ વૈરાગી તરફથી તથા શેઠ. મંગળદાસ ગીરધરદાસ તરફથી સુવાવડખાતા કાઢવામાં આવેલા છે. ખાનગી દવાખાના પણ પુષ્કળ છે તેમાં કાનુગા ડાક્ટર તથા પાન્ડુરાવ મોતીલાલ નાની ઉમરના ચાલાકને હોંશિયાર છે તેમના દવાખાના રીચીરોડ પર આવેલા છે.

**અનાથાશ્રમો**—મહીપતરામનુ, બેરોનેટ ચીનુભાઇનુ, કાગદાપીઠનુ.

બાગ—વિક્ટોરિઆગાર્ડન, નગીના વાડીનોબાગ, માધુબાગ, દિલ્હી દરવાજા બહાર પેન્ટરબાગ, શાહીબાગ, ચીનાબાગ.

નાટકશાળાઓ (થીએટરો)—આનંદભુવન (ધીકાંટે સિવિલ હોસ્પિટલની બાજુએ), શાંતિભુવન (ધીકાંટે બ્રહ્મચારીની વાડીમાં), ભારતભુવન (ઘીકાંટે ગેટ સામેની ગલીના નાકે), મારુતર (શેઠ મગનલાલની વાડી સામે), ગેઇટી (વલંદાની હવેલી સામે),

સીનેમા-વિક્ટર (ગેઇટીથીએટરમાં), ક્રાઉન, ઇંગ્લિશ, મુન, સીનેમા ડી ફ્રાન્સ (રીચીરોડપર) નોવેલ્ટી (આનંદભુવન થીએટરમાં), કોહીનુર (રેલવે સ્ટેશન સામે) એ સ્થળ છે.

ચોઘડિઆં—પાદશાહના હજીરામાં, પીરમશાહના રોજામાં અને સ્વામિનારાયણના મંદિરમાં નિયમસર ચોઘડિઆં વાગે છે.

શ્મશાનગૃહો—દૂધેશ્વરમાં મુક્તિસદન, જમાલપુરમાં ભાઈશંકર નાનાભાઇનું, સોમનાથ ભૂધરભાઇનું અને શાહપુરમાં જૈનોનું ઉચ્ચ વર્ણના હિંદુઓ માટેનું શાન્તિસદન વગેરે છે.

વલંદાનું કબરસ્તાન અને પારસીઓનું દખમું પણ કાંકરીઆથી પશ્ચિમે થોડે દૂર છે.

# ☛ પ્રશ્નોત્તર માળા ☚

સ૦ દિશાઓ કેટલી છે? જ૦ ચાર છે. સ૦ ચાર દિશાઓના નામ બોલો? જ૦ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ. સ૦ ખુણા કેટલા છે? જ૦ ચાર છે. સ૦ ચાર ખુણાનાં નામ બોલો? જ૦ અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય, ઇશાન. સ૦ અગ્નિ ખુણો કોને કહે છે? જ૦ પૂર્વ ને દક્ષિણ વચ્ચે જે ખુણો આવે તેને અગ્નિ ખુણો કહે છે. સ૦ વાયવ્ય ખુણો કોને કહે છે? જ૦ પશ્ચિમ અને ઉત્તર વચ્ચે જે ખુણો આવે તેને વાયવ્ય ખુણો કહે છે. સ૦ ઇશાન ખુણો કોને કહે છે? જ૦ ઉત્તર અને પૂર્વ વચ્ચે જે ખુણો આવે તેને ઈશાન ખુણો કહે છે. સ૦ નૈર્ઋત્ય ખુણો કોને કહે છે? જ૦ દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના ખુણાને નૈર્ઋત્ય ખુણો કહે છે. સ૦ અનુભાઇ તું કઇ પોળમાં રહે છે? જ૦ સાહેબ હું ધનાસુતારની પોળમાં રહું છું. સ૦ ધનાસુતારની પોળમાં કઇ પોળમાં રહે છે? જ૦ સાહેબ હું ગજજરના ચોકઠામાં રહું છું. સ૦ ગજજરનું ચોકઠું કેમ કહેતા હશે? જ૦ સાહેબ ત્યાં આગળ ગજજર રમણલાલ ગોરધનદાસ નામના પ્રખ્યાત માણસ રહે છે, ને તેમની મોટી હવેલી આવેલી છે, તેથી તેને ગજજરનું ચોકઠું કહે છે. સ૦ તારી પોળમાં કેટલી પોળો છે? જ૦ સોનીની પોળ, સરૈયાની પોળ, પટવા શેરી, દેરાપોળ, સાળવીની પોળ, શુકલની ખડકી, રતન ખડકી, લાવરીની પોળ, ચોખાવટીઆની પોળ, ગુંદીની પોળ, હાંલ્લાની પોળ, બારોલાની પોળ, એ પોળો આવેલી

છે. સ૦ તારી પોળમાં ખડકીઓ કેટલી છે? જ૦ બે ત્રણ ખડકીઓ છે. સ૦ ખડકી કોને કહેતા હશે? જ૦ દશ બાર ઘર કે તેથી વધારે ઘર આવેલા હોય તેને ખડકી કહે છે. સ૦ પોળ કોને કહેતા હશે? જ૦ ખડકી કરતાં વધારે ઘરો આવેલા હોય તેને પોળ કહે છે. સ૦ શહેર કોને કહેતા હશે? જ૦ જેમાં હાર બંધ, છાબંધ ઘરો આવેલા હોય ને મોટાં બજાર આવેલાં હોય તેને શહેર કહે છે. સ૦ અનુભાઈ તું કયા શહેરમાં રહે છે? જ૦ અમદાવાદ શહેરમાં રહું છું. સ૦ અમદાવાદ શહેર કોણે વસાવ્યું? જ૦ અહમદશાહ પાદશાહે આ શહેર વસાવ્યું છે તેના નામ ઉપરથી અમદાવાદ પડયું છે. સ૦ અમદાવાદ શહેરનો કોટ કોણ પાડી નાંખતું હતું? જ૦ માણેકનાથ બાવો કોટ પાડી નાંખતા હતા. સ૦ આપણા શહેરમાં નદીઓ કેટલી છે તેનું નામ કહો? જ૦ એક, ને તેનું નામ સાબરમતી. સ૦ અમદાવાદ શહેરમાં બાગ કેટલા છે? જ૦ પાંચ બાગ છે. સ૦ રીચીરોડ શા ઉપરથી પડયો હશે? જ૦ રીચી નામના કલેકટર સાહેબના વખતમાં બંધાયો માટે તેનું નામ રીચીરોડ પડયું છે. સ૦ રીડરોડ શા ઉપરથી પડયો હશે? જ૦ રીડ નામના કલેકટર સાહેબના વખતમાં બંધાયો માટે તેનું નામ રીડરોડ પડયું છે. સ૦ મોટામાં મોટી પોળ કઈ હશે? જ૦ માંડવીની પોળ. સ૦ શહેરમાં મોટામાં મોટો કિલ્લો કયો? જ૦ ભદ્રનો કિલ્લો. સ૦ શ્રાવકોનું મોટામાં મોટું દેવળ કયું છે? જ૦ હઠીસીંગની વાડી. સ૦ મુસલમાનની મોટામાં મોટી મસીદ કઈ છે?

જ૦ જુમામસીદ. સ૦ ગોરવામીનું મંદિર કઇ પોળમાં આવ્યું? જ૦ ડોસીવાડાની પોળમાં. સ૦ માણેકચોકમાં શું શું જોવા લાયક છે? જ૦ બાદશાહનો હજીરો રાણીનો હજીરો, શાર બજાર, બહુચરાજીનું મંદિર, માણેકનાથનું મંદિર, શાક-મારકીટ. સ૦ શહેરમાં મોટામાં મોટો રસ્તો કયો છે? જ૦ રીચીરોડનો. સ૦ રીચીરોડપર મોટામાં મોટી બેંક કઇ આવી છે? જ૦ ધી સેન્ટ્રલ બેંક ઓફ ઈન્ડીઆ લીમીટેડ. સ૦ શહેરના મુખ્ય ભાગો બોલો? જ૦ ખાડીઆ, સારંગ-પુર, કાલુપુર, રાયપુર, આસ્ટોડિઆ, જમાલપુર, રાયખડ, ભદ્ર, ખાનપુર, શાહપુર, ઈડરીઓ, દરિઆપુર, પાનકોર, ઝવેરીવાડ, ખાસ બજાર, માણેકચોક, કારંજ. સ૦ રાયપુર-માં કયા કયા મંદિરો આવેલા છે? જ૦ શ્રી દ્વારકા નાથજીનું, મોરલીધરનું, રાધાવલ્લભનું, છબીલા હનુમાનનું, બીજા નાના મંદિરો ઘણા છે. સ૦ અસાડ સુદ ૨ ના રોજ રથ કયાંથી નીકળે છે? જ૦ જગન્નાથજીના મંદિરમાંથી. સ૦ જગન્નાથજીનું મંદિર કયાં આવ્યું? જ૦ જમાલપુર દરવાજા બહાર. સ૦ શહેરમાં ઉંચી જમીન કઇ છે? જ૦ ખાડીઆ, કાળુપુર ને રાયપુરની. સ૦ નીચી જમીન કઇ છે? જ૦ જમાલપુર, રાયખડની છે. સ૦ શહેરની વસ્તી કેટલી છે? જ૦ બેલાખ સીતેર હજાર નવસોને ચોસઠ મા-ણસની છે. સ૦ કાળુપુર દરવાજા બહાર શું આવેલું છે? જ૦ સાકરબજાર, દાણાબજાર, કપાસીઆ બજાર, એરંડા-બજાર, ઘીબજાર, પરચુરણ બજારો. સ૦ શહેરમાં મોટામાં મોટો હોલ કયો છે? જ૦ પ્રેમાભાઈ હોલ છે. સ૦ શહેર-

માં મોટામાં મોટી હવેલી કઇ છે? જ૦ ગાયકવાડની હવેલી છે. સ૦ કાંકરીઉં તલાવ કયા દરવાજા બહાર આવ્યું? જ૦ રાયપુર દરવાજા બહાર આવ્યું છે. સ૦ મોટામાં મોટો બાગ કયો છે? જ૦ વિકટોરીઆ ગાર્ડન છે. સ૦ રીચીરોડ ઉપર કયો પુલ આવ્યો છે? જ૦ ફ્ર્નાન્ડીઝ બ્રીજ આવ્યો છે. સ૦ ફ્ર્નાન્ડીઝ બ્રીજ શા નામ પરથી પડયો હશે? જ૦ ફ્ર્નાન્ડીઝ નામના મેજીસ્ટ્રેટના નામ ઉપરથી. સ૦ ભદ્ર-કાલી માતાના સામે એક બાવલું છે તે કોનું છે? જ૦ ફિલપોટસ સાહેબનું બાવલું છે. સ૦ ફિલપોટસ સાહેબ કોણ હતા? જ૦ ડિસ્ટ્રિકટ જડજ સાહેબ હતા. સ૦ ધના-સુતારની પોળમાં કયું મંદિર છે? જ૦ અંબાજી માતાનું મંદિર છે. સ૦ જુની કારીગરીમાં કયું મંદિર પ્રખ્યાત છે? જ૦ સ્વામીનારાયણનું મંદિર. સ૦ મહા પ્રભુજીની બેઠક કયાં આગળ આવેલી છે? જ૦ આસારવામાં. સ૦ શહેરના મધ્ય ભાગમાં કોની વસ્તી છે? જ૦ નાગર, ક્ષત્રિ, બ્રાહ્મણ વગેરે ઉંચ હિંદુ વર્ણની છે? સ૦ દક્ષિણ દસક્રોઇના રેલવે સ્ટેશનો બોલો? જ૦ વટવા ને બારેજડી. સ૦ ઉત્તર દસ-ક્રોઇના રેલવે સ્ટેશનો બોલો? જ૦ અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આંબલીરોડ, ખોરજ, અસારવા, નરોડા, વલાદ, સરખેજ, મોરૈયા. સ૦ અડાલજમાં શું જોવા જેવું છે? જ૦ વાવ જોવા જેવી છે. સ૦ સરખેજમાં શું જોવા જેવું છે? જ૦ રોજા જોવા લાયક છે. સ૦ હીરાપુર અને કાસીદ્રા-માં શું વખણાય છે? જ૦ ગોળ વખણાય છે. સ૦ લાંભામાં શેનું ધામ છે? જ૦ બળીઆ કાકાનું ધામ છે. સ૦ ભુવા-

લડીમાં શું થાય છે? જ૦ ગળી અને કારચાતુ થાય છે. સ૦ ઇનામી ગામો કયા કયા છે? જ૦ નિકોલ, ઓગણુજ, વાસણા, વેજલપુર, ઈસનપુર, સૈજપુર, કુજાડ, નાલોલ, વાંચ, વસ્રાંલ, વટવા. સ૦ ઓગણુજ કોના તાબે છે? જ૦ રા. બા. રણછોડલાલ છોટાલાલના તાબે છે. સ૦ નિકોલ કોના તાબે છે? જ૦ રા. બા. ભોળાનાથ સારાભાઈના તાબે છે. સ૦ વાસણા કોના તાબે છે? જ૦ શાહઆલમવાળા સૈયદ મુસામીયાનું છે. સ૦ શૈજપુર કોના તાબે છે? જ૦ પાદશાહી દિવાનનું છે. સ૦ વાંચ કોના તાબે છે? જ૦ અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે. સ૦ વટવા કોના તાબે છે? જ૦ સૈયદ સાહેબનું છે. સ૦ અમદાવાદ જિલ્લાના તાલુકા બોલો. જ૦ ઉત્તર દસક્રોઇ, દક્ષિણ દસક્રોઇ, પ્રાંતીજ, વીરમગામ, ધોળકા ધંધુકા, સ૦ તાલુકાના ઉપરીને શું કહે છે? જ૦ મામલતદાર કહે છે. સ૦ પેટામહાલ કેટલા છે? ને કયા કયા? જ૦ ત્રણ; સાણંદ, મોડાસા, ઘોઘા. સ૦ મહાલના ઉપરીને શું કહે છે? જ૦ મહાલકારી કહે છે. સ૦ જિલ્લાના ઉપરીને શું કહે છે? જ૦ કલેક્ટર સાહેબ કહે છે? સ૦ જિલ્લાના કયા કયા તાલુકાની હવા ચોમાસામાં બગડે છે. જ૦ વીરમગામ, ને ધોળકા તાલુકાની. સ૦ ખારાઘોડામાં શું પાકે છે? જ૦ મીઠું. સ૦ ધોળકા તાલુકાનું શું વખણાય છે? જ૦ દાડમ, જામફળ, સૂંઠ, કેળાં વખણાય છે.

# ☛ દસક્રોઈ તાલુકાની ભૂગોળ. ☚

**અમદાવાદ શહેર દસક્રોઈમાં છે, આ તાલુકાની હદ શહેરની આસપાસ દશકોશ—દશ ગાઉ ફરતી આવેલી હોવાથી દશકોશી અથવા દશક્રોઇ કહેવાય છે.**

દસક્રોઇ તાલુકાની ઉત્તર દક્ષિણ લંબાઇ ૨૯ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૧ માઇલ છે. આ તાલુકાની રાજ્યવ્યવસ્થા માટે **ઉત્તર દસક્રોઇ** અને **દક્ષિણ દસક્રોઈ** એવા બે ભાગ પાડેલા છે. તેમાં ઉત્તર દસક્રોઈનું ક્ષેત્રફળ ૧૯૨ ચો. માઇલ અને વસ્તી ૩,૫૦,૨૭૫ માણસની; તેમાં અમદાવાદ શહેર ૧ અને ૮૫ ગામો છે અને દક્ષિણ દસક્રોઈનું ક્ષેત્રફળ ૨૧૫, ચો૦ મા૦, ૧૯ ગામ અને વસ્તી ૬૩,૬૯૯ માણુસની છે. બન્ને ભાગોની વસ્તી ૪,૧૩,૯૭૪ છે, તેમાં ૨,૭૦,૯૧૪ માણુસની વસ્તી તો અમદાવાદ શહેરની છે.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો કડી પ્રાંત, દક્ષિણે ખેડા જિલ્લો અને ધોળકા તાલુકાનો કેટલોક ભાગ, પશ્ચિમે સાણંદ તાલુકો અને પૂર્વે ગાયકવાડી મુલક છે.

**કુદરતી વિભાગ**—ઉત્તર તરફનો ભાગ ઉંચો છે, જમીન રેતાળ અને ગોરાડુ છે. દક્ષિણ તરફનો ભાગ નીચો છે. જમીન ઘણા ભાગે કાળી છે.

**કુદરતી દેખાવ**—આ તાલુકો, એકંદર સપાટ, ઝાડપાનથી ભરપુર અને આંખને રમણીય લાગે તેવો છે. આ તાલુકાની જમીન ઉત્તરથી દક્ષિણ તરફ વહેતી નદીઓથી ચીરાએલી છે; અને નદીઓના પૂરથી ફળદ્રુપ બને છે.

**નદીઓ—સાબરમતી, ખારી** અને **મેશ્વો** એ ઉત્તર દસક્રોઈમાં અને **સાબરમતી** અને **ખારી** દક્ષિણ દસક્રોઇમાં વહે છે.

**સાબરમતી**—(૨૦૦ માઇલ)–એ અંબાજીના પવિત્ર ધામથી થોડે દૂર આરાવલી પહાડમાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. તે કળિયુગમાં પવિત્ર મનાય છે. તેના કાંઠે અમદાવાદ શહેર અને નજીક ખડ્ગધારેશ્વર, ભીમનાથ, નારાયણઘાટ, દૂધેશ્વર અને સપ્તર્ષિ એ પવિત્ર સ્થળો અને અચીએર, કોચરબ, પાલડી, વાડજ એ ગામો આવેલાં છે.

**ખારી**—(૧૦૫ માઇલ)–એ પ્રાંતીજ તાલુકાની ઉત્તરેથી નીકળી સાબરમતીને મળે છે. તેના કાંઠે સાણોદા, રાયપુર, વહેલાલ, ભુવાલડી, ગામડી, અને વાંચ આવેલાં છે.

**મેશ્વો**—મહીકાંઠા નજીકના ડુંગરામાંથી નીકળી ખેડા જિલ્લામાં વાત્રકને મળે છે, એનું પાત્ર સાંકડું પણ ખારીથી પહોળું છે, અને તે દસક્રોઈ તાલુકાની પૂર્વે વહે છે. તેના કાંઠે ચાંદીઅલ અને વડોદ છે.

**તળાવો**—કાંકરીઉં, ચંડોળા, વસઇટેંક મલેક સાબાન એ ચાર મોટાં અને બીજાં નાનાં છે.

**કાંસ**—ખારીમાંથી રાયપુર પાસેથી કાંસ કાઢી રાયપુર, ઓગાસણ, સુઠીઆ, નરોડા પાસે થઇ ચંડોળા તળાવમાં પાણી એકઠું થાય છે, ત્યાંથી વટવા થઇ દક્ષિણ દશક્રોશીમાં જાય છે. આ કાંસની આસપાસનાં ગામોમાં

કાંસ ઉપરનાં ખેતરોમાં પાણી પુરૂં પાડે છે, આ પાણીથી શેરડી અને ડાંગરના પાકને સારી મદદ મળે છે. કાંસ વાટે પાણી પુરૂં પાડનારૂં સરકારી ખાતું **ઇરીગેશન** કહેવાય છે.

**આબોહવા**—વરસની શિઆળો, ઉનાળો, **ચોમાસું** એ ત્રણ ઋતુઓ છે.

**ચોમાસામાં** વરસાદ સરેરાસ ૩૦ ઇંચ સુધી વરસે છે. આ મોસમમાં ધાન્ય, કપાસ, કઠોળ વગેરેનું વાવેતર થાય છે.

રેતાળ જમીનને લીધે સુખાકારી સારી રહે છે. દશ-કોસીમાં કાંસ પાસેના ડાંગરના પાકવાળાં ગામોમાં વનસ્પતિના કોહાણથી **મેલેરિઆ** તાવનો ઉપદ્રવ થાય છે.

**ખેતીની પેદાશ**—હલકી જાતની રેતાળ જમીનમાં મુખ્ય પાક બાજરીનો છે. ગોરાડુ જમીનમાં કપાસ અને તમાકુ, કુવાના પાણીથી ઘઉં, જવ, વરિઆળી, રાજગરો, જીરૂં, આદુ, મરચાં લસણ, ધાણા અને શાકભાજી વગેરે પકવે છે.

દશકોશીમાં મુખ્ય પાક ડાંગરનો છે. તેમાં કમોદ ડાંગર ઉત્તમ છે.

**નદીના ભાઠામાં**—બટાટા, સકરટેટી, તડબુચ વગેરે પાકે છે.

કેટલાંક ગામોમાં શેરડીનો પાક થાય છે. તેનો ગોળ બનાવે છે, તેમાં હીરાપુરનો ગોળ વખણાય છે.

આ તાલુકામાં ફળાઉ ઝાડો આંબા, રાયણ, મહુડા, બોરડી છે.

ખનીજ—મરડીઆ કાંકરા સાબરમતી અને મેશ્વોના પાત્રમાંથી નીકળે છે. તેને પકવી ચુનો પાડે છે. તે ઘર બાંધવામાં ખપ આવે છે, તે સિવાય બીજા ખનીજ પદાર્થો આ તાલુકામાં નથી.

હુન્નર-ઉદ્યોગ—ગામડામાં જાડું સુતરાઉ કાપડ ઢેડ વણકરો વણે છે. અમદાવાદમાં સુતર અને કાપડ વણવાની ૭૦ ઉપરાંત મિલો છે. વળી શહેરમાં હાથવણાટમાં રેશમી કસબી સાડીઓ, પિતામ્બર, મુગટા, રેશમી ધોતીજોટા અને ચલોઠા, મશરૂ, ગજીઆણી, કસબી મોળીઆં, અંબર, તોઇ, ફીત વગેરે બને છે, અને વેચાય છે. અમદાવાદમાં કાંકરીઆ તળાવ પાસે દીવાસળીનું કારખાનું છે, અને શાહપુરમાં દેશી કાગળ બનાવવાનાં કારખાનાં છે.

કંસારા તાંબા પિત્તળનાં અને લુહાર લોખંડનાં વાસણો બનાવે છે.

પત્થર કોતરકામની કારીગરી માટે અમદાવાદના જુના વખતથી જાણીતું છે.

ગરીબ લોકો નાળિએરનાં છોડાંની કાથી અને સરકટમાંથી સુંજનાં દોરડાં અને સુંજ બનાવી વેચે છે.

તેલીબીઆં પીલવાનાં, આટો-લોટ દળવાનાં, ડાંગર ખાંડવાનાં, કપાસ લોઢવાનાં, પિત્તળનાં વાસણો બનાવવાનાં અને રંગાટીનાં અમદાવાદ શહેરમાં ઘણાં કારખાનાં છે.

દૂધ સંચામાં પીલીને તેમાંથી ક્રીમ અથવા મલાઈ અને માખણ કાઢવાનાં કારખાનાં શહેર અને આસપાસનાં ગામડાંમાં છે.

**વેપાર**—દશક્રોશીમાં મુખ્ય વેપાર ધાન્ય, તેલીબીઆં, કપાસ, તમાકુ, સુતર અને કાપડનો છે. આગગાડી નહોતી ત્યારે અમદાવાદથી ધોલકા, પ્રાંતીજ, અને કુહા થઇ કપડવંજ તરફ શહેરનો અને આસપાસનો કાચી સડકો વાટે માલ આવતો અને જતો હતો.

**વેપારનાં સાધનો ૧ રસ્તા**--કાચી સડકો અને પાકી સડકો એક બીજાં ગામો અને શહેર સાથે સંબંધ ધરાવતા ધોરી માર્ગો ઉપર છે.

અમદાવાદથી ધોળકા, બારેજા, નરોડા, સાણંદ, સરખેજ, કુહા વગેરે સ્થળો વચ્ચે કાચી સડકો બાંધેલી છે. તે માર્ગે ગાડાં વાટે ગામડાંનો માલ ધાન્ય, તેલીબીઆં, કાઠી, ઘી, રૂ, વગેરે આવે છે, અને કાપડ, ગોળ, ખાંડ, કાટમાલ, વગેરે માલ જાય છે.

**રેલવે**—૧ બી. બી, એન્ડ સી, આઈ ( મુંબઈ, વડોદરા એન્ડ સેંટ્રલ ઈંડિઆ ) રેલવેને લીધે છેક દક્ષિણમાંથી પુના, કોલાપુર, મુંબઈ, સુરત, આણંદ, ગોધરા, નડિઆદ તરફનો જથાબંધ માલ આવે જાય છે.

બી. બી. એન્ડ સી. આઇ રેલવેને વીરમગામથી વઢવાણ સુધી લંબાવી છે, અને વઢવાણથી ભાવનગર અને કાઠિઆવાડ તરફ જતી રેલવે સાથે તે જોડાય છે. તેથી કાઠિઆવાડનો માલ છૂટથી આવે જાય છે.

૨ રાજપુતા માલવા રેલવે મારફતે રાજપુતાના ઉત્તર ગુજરાત, ઉત્તર હિંદુસ્તાનનો દિલ્હી અજમેર વગેરે સ્થળેથી માલ આવે જાય છે.

**૩ અમદાવાદ પ્રાંતીજ રેલવે** મારફતે **પ્રાંતીજ, મોડાસા**, હિંમતનગર, ઇડર **અને** ખેડબ્રહ્મા તે તરફની સરહદના ડુંગરોનો માલ **અમદાવાદ** આવે છે, અને અમદાવાદનો માલ તે તરફ જાય છે.

દસક્રોઇ તાલુકામાં અને આસપાસ ઉપલી રેલવો આવેલી હોવાથી વેપાર અને મુસાફરીની સરળતા થઇ છે.

**૪ અમદાવાદ ધોળકા ધંધુકા રેલવે** મારફતે ધોળકા, અને ભાલ-પ્રદેશનો માલ આવે જાય છે. અને કાઠિઆવાડમાં જવાય છે.

**૩ વાહનો**—શહેરમાં અને શહેર આસપાસનાં ગામડાં વચ્ચે હાલમાં **મોટરો** ચાલે છે. સિવાય ઘોડાગાડી, બળદગાડી, એકા, ગાડાં, ઘોડાં, અને ઊંટ મારફતે લોકો મુસાફરી કરે છે.

શહેરમાં **લોરી મોટર** મારફતે તેમજ શહેરમાં અને ગામડાંમાંથી ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે માલ આવે જાય છે.

**૪ પોસ્ટ અને તાર ઓફિસો**—અમદાવાદ શહેરનો દેશાવર સાથે વેપાર વધતો જતો હોવાથી સંદેશા પહોંચાડવા માટે જ્યાં જ્યાં જરૂર જણાઇ, ત્યાં ત્યાં તે સ્થળની અગત્યતા પ્રમાણે નાની મોટી પોસ્ટ ઓફિસો ખોલી છે, તેમજ તાર ઓફિસનું જોડાણ પણ કરેલું છે.

અમદાવાદ શહેરમાં હેડ પોસ્ટ ઓફિસ છે. તેના તાબાની **સબ** પોસ્ટ ઓફિસો અમદાવાદ શહેરમાં તથા મોટાં ગામોમાં છે; અને તેના તાબામાં બીજાં તેથી નાનાં

ગામોમાં બ્રાન્ચ પોસ્ટ ઓફિસો ખોલેલી છે. તેનું કામ ઘણે ભાગે નિશાળના મહેતાજી પાસે હોય છે.

પોસ્ટ ઓફિસોમાં કાગળો વહેંચવા અને દેશાવર મોકલવા, મનીઓર્ડર, પારસલ, સેવિંગબેંક વગેરે કામ-કાજ થાય છે.

**તાલુકાના વિભાગો**—દસક્રોસી એટલે દસક્રોઇ આ તાલુકાનો અમદાવાદ શહેરની ઉત્તર દિશામાં આવેલો ભાગ, **ઉત્તર દસક્રોઈ** અને દક્ષિણ દિશામાં આવેલો **દક્ષિણ-દસક્રોઇ** એવા બે ભાગ હાલમાં પાડેલા છે. તેથી **દસક્રોઇને** બદલે હવે એ બે તાલુકા જુદા ગણાય છે.

આ ઉત્તર દસક્રોઇમાં અમદાવાદ શહેર અને ૮૫ ગામો છે. અને **દક્ષિણ** દસક્રોઇ તાલુકામાં ૬૯ ગામો છે. તેનો વહીવટ **મામલતદાર** કરે છે, ગામનો વહીવટ **તલાટી** કરે છે.

## ઉત્તર દસક્રોઇ તાલુકો.

**ક્ષેત્રફળ**—૧૯૩·૭ ચો. માઈલ (૧૨૩૯૬૫ એકર) છે. તેમાં અમદાવાદ મ્યુનિસિપાલટિનું ક્ષેત્રફળ ૮·૭ ચો. માઇલ (એકર ૫૫૦૪–૨૫ ગુંઠા) છે. અમદાવાદ શહેર ૨·૩૮૫ ચો. માઇલ. (એકર ૧૫૨૬–૭ ગુંઠા); સરસપુર ગામ·૦૭૭ ચો. મા. (એકર ૪૯–૧૮ અને પરાં ૬·૧૩૯ ચો. મા. (૩૯૨૯ એકર) મળી અમદાવાદ મ્યુનિસિપા-લિટિ બનેલી છે અમદાવાદ મ્યુનિસિપાલિટિ સિવાય ઉત્તર દસક્રોઇનું ક્ષેત્રફળ ૧૮૫ ચો. માઈલ છે.

**વસ્તી**—૩,૫૦,૨૭૫ માણુસની છે. તેમાં **અમદાવાદ** શહેર આવે છે. જેની વસ્તી, ૨,૭૦,૯૧૪ માણુસની છે, તે જતાં બાકી ૮૫ ગામોમાં ૭૯,૩૬૧ માણુસની વસ્તી છે. તેથી સરેરાસ ઉત્તર દસક્રોઈનું વસ્તીનું પ્રમાણુ દર ચો૦ માઇલે ૪૨૯ માણુસનું આવે છે.

**નદીઓ**—**સાબરમતી** અને **ખારી**.

**રેલવે સ્ટેશનો**—**અમદાવાદ**, **સાબરમતી**, **ખોરજ ખોડીઆર**; **એલિસબ્રિજ**, **સરખેજ**, **મોરૈયા**, **આમલીરોડ**; **અસારવા**, **નરોડા**, **મેદરા**.

**મુખ્ય ગામો**—નરોડા, અડાલજ, ઉવારસદ, સરખેજ, કોચરબ, અચીએર; ગોમતીપુર, નિકોલ, ચાંદખેડા; સૈજપુર, વળાદ, રાયપુર, કોબા, વાડજ, ઓગણુજ, વગેરે.

## જાણુવાલાયક સ્થળો.

**અમદાવાદ શહેર**—એ ગુજરાતની રાજધાનીનું મુખ્ય શહેર છે. અહીં સુતરાઉ, રેશમી અને કસબી કાપડ સારૂં થાય છે.

**નરોડા**—ત્યાં વૈષ્ણુવી 'મહાપ્રભુજીની બેઠક,' જૈનદહેરું અને ૦ાા માઇલ છેટે **ધનુષધારી** માતાનું સ્થાન છે. અષાડી પુનેમે માતાનો મેળો ભરાય છે. ગામમાં પત્થરની વાવ જોવા લાયક છે.

**અડાલજ**—એ ખોડીઆર સ્ટેશનેથી બે માઇલ છેટે છે, ત્યાં મોટી સુંદર પત્થરની જુની વાવ જોવા લાયક છે

તે 'અડાલજની વાવ' એ નામે જાણીતી છે. તેમાં સુંદર કોતરણી કામ છે. તે પાંચ લાખ રૂપીઆના ખર્ચે વેણુ રાજાની કુંવરી, કલોલના વાઘેલા રાજા વાશસહની રાણી રૂડાંએ સવાચારસો વર્ષ પર બંધાવી હતી. ગુજરાતમાં એવડી મોટી સુંદર વાવ એકે નથી.

**સરખેજ**—અહીં અમદાવાદ વસાવનાર સુલતાન અહમદ ૧ લાના દોસ્ત શેખ અહમદખતુ ગંગબક્ષની કબર અને રોજો છે. તેની પાસે સુલતાન મહંમૂદ બેગડો, તેનો શાહજાદો અને બેગમની કબરો છે. તેની કોતરણી ઘણી ઉમદા છે. '**સરખેજનો રોજો**' પોણા પાંચસો વર્ષ ઉપર બંધાવ્યો છે. સુલતાન મહંમૂદ બેગડો અહીં ઘણીવાર રહેતો. તેથી તેણે ગંજબક્ષની કબર પાસે વિશાળ તળાવ અને સુંદર મહેલ બંધાવ્યો હતો. તે ભાગ ભાગીતુટી હાલતમાં છે. પહેલાં આસપાસ ગળી ઘણી નીપજતી તેથી ત્યાં વલંદાની કોઠી પણ હતી.

**અચીએર**—અહીંઆં ભાવસારોની વસ્તી છે. તેઓનું રંગાટી કામ, સાલ્લા, ગોદડાંનાં ખોળીઆં વગેરે સારૂં થાય છે અને વખણાય છે.

**ગોમતીપુર**—એને પહેલાં વેંગણપુર કહેતા. તે શામળકવિની જન્મભૂમિ છે. અહીં નરસિંહજીનું મંદિર છે.

**કુહા**—અહીં શંકરભાઇની હવેલી જોવાલાયક છે.

**કોચરબ**—આદુ, ડુંગળી, મેથી, બટાટા પાકે છે. ત્યાં ઘોડીકુવાનો બાગ છે તેમાં સુંદર ફુલો થાય છે.

**ઇનામી ગામો**—**ઓગણુજ**-રા૦ બ૦ **રણુછોડલાલ છોટાલાલનું** નિકોલ-રા૦ બ૦ **ભોળાનાથ સારાભાઇનું**, **વાસણા**-શાહઆલમવાળા સૈયદ **મુસામીઆંનું**, **વેજલપુર**-**ગોસ્વામિ** મહારાજનું છે.

આ ગામો સરકારી સારી નોકરી કર્યા બદલ ઇનામમાં મળેલાં અથવા તો વેચાણુ લીધેલાં હોય; કોઈને દેવપૂજા માટે પણુ મળેલાં હોય છે. એ ગામોની ઉપજ તે તે ઈનામદારો લે છે.

**પેદાશ**—મુખ્ય પાક આ તાલુકામાં બાજરી, જુવાર કઠોળ, ડાંગર એ ધાન્ય, શાકભાજી, અને શેરડીનો છે.

## દક્ષિણુ દસક્રોઇ તાલુકો.

**ક્ષેત્રફળ અને વસ્તી**—૨૧૬·૭ ચો. માઇલ (૧૩૮૬૮૫ એકર) છે. તેમાં ૬૯ ગામો અને વસ્તી ૬૩,૬૯૯ છે. તેથી વસ્તીનું પ્રમાણુ દર ચો. માઇલે ૨૯૪ માણુસનું આવે છે.

**નદીઓ**—**સાબરમતી**, **મેશ્વો** અને **ખારી** છે.

**રેલવે સ્ટેશનો**—વટવા અને બારેજડી છે.

**મુખ્ય ગામો**—વટવા, અને **બારેજા**, **જેતલપુર**, **અસલાલી**, **હીરાપુર** અને **ક્રાસીંદ્રા**, **ગીરમથા**, **કણુભા**, **લાંભા**, **ભુવાલડી**, આ સિવાય **છોઠામહેમદાવાદ**, **વહેલાલ**, **વીસલપુર**, **ગામડી**, **મીરોલી**, **વાંચ**, **હાથીજણુ**, **પાલડી**, **રામોલ**, **ધામતવાન**, **મહીજડા**, **નાદેજ**, **ઓડ**, **બસાઈ** વગેરે.

**જાણુવા લાયક સ્થળો વટવા**—અહીં બુરહાન-ઉદ્-દીન કુત્બ-ઉલ-**આલમ** કે જે **પ્રખ્યાત** સન્ત **શાહઆલમ**ના પિતા હતા તેમની અને તેમના બીજા એક બેટાની એ બે કબરો છે. કબરની કોતરણી ઉત્તમ પ્રકારની છે. કબરો, તે ઉપરના રોજા અને મસીદ જોવા લાયક છે. આ રોજો શુમારે ૪૭૫ વર્ષ ઉપર બંધાયો છે. બાટવા નામે રબારીએ એ સંતની સારી સેવા બજાવેલી, તેથી તેનું નામ રાખવા માટે સન્તે ત્યાં જે વસ્તી થઈ ગામ વસ્યું તેને બટવા-વટવા કહ્યું હતું. તેથી **વટવા** કહેવાય છે. તે ગામમાં **રાધાવલ્લભી** મંદિર છે. અહીં આંબા ઘણા છે, અને ત્યાંની કેરી વખણાય છે.

**અસલાલી જેતલપુર, બારેજા**—અહીં પાટીદારની વસ્તી વિશેષ છે. એ ગામોમાં પુષ્કળ ડાંગર **ચંડોળા** તળાવમાંથી પાણી લેઇ પકવે છે. **અસલાલીમાં અમીનોની** હવેલીઓ જોવા જેવી છે.

**જેતલપુર**—અહીં **સ્વામિનારાયણનું** મંદિર અને તળાવ જોવા લાયક છે. ત્યાં **અષાડ સુદ ૧૧** એ **સામૈયો**-મેળો ભરાય છે. અહીં જુનો પડી ગએલો કિલ્લો છે.

**હીરાપુર અને કાસીંદ્રા**—એ બે ગામોમાં શેરડી પકવી **ગોળ** બનાવે છે. ગુજરાતમાં ઉંચી જાતનો માટલીઓ ગોળ અહીં બને છે.

**ગીરમથા**—એની પાસે **પીરાણાનો** રોજો છે તે જોવાલાયક છે. ઈરાની સૈયદ ઈમામશાહ શુમારે ૪૭૫ વર્ષ

પર અહીં આવેલા. તે ચમત્કારોથી નામીચા થયા. ગુજરાતના સુલતાન મહંમૂદ બીજાની બેટી વેરે પરણ્યા હતા. તેના માનમાં એ રોજો બંધાવ્યો છે. અહીં ઈમામશાહ અને બાકરશાહની કબરો છે. હિન્દુ અને મુસલમાન બન્ને પીરાણાને માને છે, અહીંના મહન્ત કાકા કહેવાય છે. અહીં રમઝાન, શ્રાવણ અને ભાદરવામાં સુદી બીજે મેળો ભરાય છે. ચૈત્ર સુદી ૧ ના રોજ હિંદુ મુસલમાનોનો મોટો મેળો ભરાય છે.

**કુણભા**—અહીં ગળીનો પાક થાય છે. ત્યાં સ્વામિનારાયણ અને રામજી મંદિરો છે.

**લાંભા**—અહીં બળીઆકાકાનું સ્થાનક ગામથી અડધા ગાઉ છેટે છે ત્યાં અમદાવાદ અને આસપાસમાંથી લોકો બાધા માટે આવે છે.

**ભુવાલડી**-ગળી, કરિઆતું અને વરિઆળી વગેરે પાકે છે.

**ખોખરામહેમદાવાદ**—ત્યાં પડી ગયેલાં જુનાં ખંડેર છે.

**બારેજા**—ત્યાં ડાંગર સારી થાય છે. કમોદ ડાંગર વખણાય છે.

**ઈનામી ગામો**—ઇશનપુર-શાહઆલમવાળા સૈયદ સાહેબનું છે, ત્યાં નવરાત્રિમાં માંડવી નીકળે છે.

**સૈજપુર**—કુંજાડ-પાદશાહી દિવાનનાં છે.

નારોલી—શ્રીયુત માવલંકરનું છે.

વાંચ—અમદાવાદ શહેરના કાજી સાહેબનું છે.

વસ્રાલ—મુનસી સાહેબનું છે.

વટવા—એ ત્યાંના સૈયદ સાહેબનું છે.

પેદાશ—આ તાલુકામાં મુખ્ય પાક ડાંગરનો છે, અને તે બધા ગુજરાતમાં વખણાય છે. આ સિવાય શેરડી, વરિઆળી, ગળી, કરિઆતું, બાજરી, જુવાર, કઠોળ વગેરે ધાન્ય નીપજે છે.

## અમદાવાદ જિલ્લો.

આ જિલ્લો ગુજરાતમાં સૌથી મોટો અને ઉત્તરે આવેલો છે. એક જથે નથી.

સીમા—ઉત્તરે ગાયકવાડનો કડી પ્રાંત અને મહીકાંઠા એજન્સિ, પશ્ચિમે કચ્છનું રણ અને કાઠિઆવાડનો ઝાલાવાડ પ્રાંત; દક્ષિણે ભાવનગર રાજ્ય, અને પૂર્વે ખંભાતનો અખાત, ખંભાત સંસ્થાન અને ખેડા જિલ્લો છે.

ક્ષેત્રફળ—૩૮૨૪ ચો. માઈલ અને વસ્તી ૮,૯૦,૯૧૧ માણસની છે. વસ્તીનું પ્રમાણ ચો. માઇલે ૨૩૩ માણસનું આવે છે. જિલ્લામાં કસ્બા અને વસ્તીવાળાં ૮૭૪ ગામો છે.

ડુંગરો—ઇશાનમાં મોડાસા નજીક ડુંગરપુરના પહાડોના લાંબા નીચા ફાંટા, પ્રાંતીજ તાલુકામાંના નાના નાના

ડુંગરો, ઘોઘા અને ધંધુકા તાલુકામાં ચોટીલા ડુંગરની નીચી ધારો કે હારો છે. ઘોઘા મહાલમાં ચોટીલાનો જે થોડો ભાગ છે તે ખોખરાના ડુંગરો કહેવાય છે.

**મુખ્ય નદીઓ**—(૭) સૌથી અગત્યની સાબરમતી, વાત્રેક, ખારી, મ્રાઝુમ, ભાદર, અને ભોગાવો એ સાત છે.

**તાલુકા**—ઉત્તર દસક્રોઇ, દક્ષિણ દસક્રોઇ, પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, ધંધુકા, પેટામહાલ, સાંણંદ, મોડાસા, ઘોઘા.

**ટીપ**—અમદાવાદમાં જોવાલાયક મકાનો મંદિરો, દહેરાં મસીદો ઘણાં છે. શિક્ષકો તેમાંની યાદી છોકરાઓ પાસે મોઢે કરાવે છે, એ પસંદ કરવા લાયક નથી. જે મકાનોની વાત કરવામાં આવે તે બતાવવાં, તેની કાંઇ વાત કરવી, તેની ઓળખાણ આપવી; થોડાની વાત થાય તેની હરકત નહિ, પણ પોપટની પેઠે બધાંના નામ બોલી જાય અને ખબર કૈંની ન હોય એતો શિક્ષકને સરમાવે તેવું કહેવાય. પોતાના લતાના સારાં મકાનો, મંદિરો, દહેરા રસ્તાઓ પહેલા લેવા પછી બીજા બતાવવા એ સારો રસ્તો છે. ગાઇડ તરીકે મંદિરો, દહેરા નિશાળો લીધેલા છે.



# જાહેર ખબર.

અમારે ત્યાંથી નવા ધોરણને અનુસરીને તમામ વિષયો સાથે તૈયાર કરેલી પહેલી સાતમા ધોરણ સુધીની નોટો નવિન પદ્ધતિ મુજબ તઇયાર કરવામાં આવેલી છે લાલશંકર તથા લાકડાવાળા તથા ગોખલે ગણિતનો ખુલાસો તઇયાર છે. કિન્ડરગાર્ટનની નવિન પદ્ધતિ સાથેનો દેશી હીસાબ ભા. ૧ લો મુખગણિત સાથે પ્રાથમીક ધોરણને માટે કોરી ડ્રોઇંગ બુક તથા ચીત્રેલી ડ્રોઇંગ બુકો નવાં ધોરણ મુજબ શિક્ષણને લગતાં કિન્ડરગાર્ટનનાં સાહિત્યો વગેરે તથા ગુજરાતી અને ઇંગ્રેજી સ્કુલોમાં ચાલતાં અને ઇનામ લાયબ્રેરી ના તમામ પુસ્તકો ઈંગ્લીશ ને ગુજરાતી ડીક્ષનેરીઓ પાઠમાળા તથા જયોગ્રોફી તથા રીડરો ગાઈડો નાની મોટી સુંદર નવા વરસની ફેન્સી ડાયરીઓ અને રબર પેન્સીલ બીગેરે સ્ટેશનરી સામાન વીગેરે કીફાયત ભાવે મળશે વેપારીઓ તથા માસ્તરોને સારૂં કમીશન આપવામાં આવશે.

પત્રવ્યવહાર કરવાનું ઠેકાણું.

**જયંતીલાલ નારણલાલ.**

બુકસેલર એન્ડ પબ્લીશર

રીચીરોડ—અમદાવાદ.